# સ્વાતંત્ર્યોત્તર કવિતા

સંપાદન

યશવંત ત્રિવેદી

પ્રવેશક

રામપ્રસાદ બક્ષી




વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ : વડોદરા-૧

પ્રાપ્તિસ્થાન

ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીમાર્ગ : ફુવારા પાસે, અમદાવાદ-૧

watantryottar Kavita

A collection of Gujarati Poems — Post-Independence Period
Ed. by Prof. Yashvant Trivedi



પ્રથમ આવૃત્તિ : જૂન ૧૯૭૩

પ્રત : ૧૦૦૦



કિંમત : રૂ. ૧૨-૫૦



આવરણ : ... રામાનુજ



પ્રકાશક : સુભદ્રા ગાંધી
વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ
રામજીમંદિર પોળ
વડોદરા-૧

મુદ્રક :
એમ. એમ. પ્રજાપતિ
શ્રી ગણેશ-ગાયત્રી પ્રિન્ટરી
૨૧/બી, ડુંગરશીનગર
અમદાવાદ-૩૮૦૦૦૭

દૂરના કાળના સાગરને પાર કરી તું કિનારે આવી રહ્યો છે, મારા દેશ !

તારા ચહેરા પરના લોહીના ડાઘને હું આજે ફૂલોથી ધોઇશ

ફૂલોથી – મારી – કવિની શ્વેત વેદનાનાં ફૂલોથી !

આવ...

આવ, આજે વસંતને દ્વાર મારા પ્રાણ !

# સ્વાતંત્ર્યોત્તર કવિતા | યશવંત ત્રિવેદી

## ૧

ગાંધીયુગની કવિતાથી સ્વાતંત્ર્યોત્તર કવિતાનું ભેદબિંદુ (point of departure) સૌંદર્યાભિમુખતાના પ્રતિભાવમાં રહેલું છે. ગાંધીજીના આગમન સાથે ગુજરાતી કવિતાને વસંત આવી હતી. માનવતાવાદી સર્વોદયી ભાવનાશીલતાની અસર નીચે એ જીવનદર્શનને પ્રગટ કરવા નવલકથાઓ અને કવિતાઓ લખાયાં હતાં.

ગાંધીયુગની કવિતા સુધારા (reforms) અને પુનઃજાગૃતિ (renaissance)ની વિશેષ હતી. એ કવિને સાત્ત્વિકતામાંથી જન્મેલા પણ કશાક ઉદ્દેશો હતા. પણ રવીન્દ્રનાથે જીવનની મહાયાત્રાને નિરુદ્દેશ કહી. જીવનને શો હેતુ હોય? આ યાત્રામાં આનંદ સિવાય અન્ય શું પામવાનું હોય? ગાંધીયુગના કવિએ સૌંદર્યપાન નહોતું કર્યું એમ નહિ, પણ 'નિશીથ'માં થાય છે તેમ સમગ્ર ગાંધીયુગની કવિતામાં સૌંદર્ય સાથે તે યુગની 'સાત્ત્વિક આસક્તિઓ'નું વળગણ રહેલું હતું.

૧૯૪૦ પછી આ વિચારધારામાં ઓટ આવી. પ્રો. બળવંતરાય ઠાકોરની પથ્થર-પોલાદી સઘનતાની કાવ્યવિભાવનાનેય ચાતરીને કવિ વધુ રોમૅન્ટિક બન્યો. સ્વાતંત્ર્યોત્તર કવિતા આ 'સાત્ત્વિક આસક્તિ'ઓ છોડીને નિતાંત શુદ્ધ સૌંદર્યાભિમુખ બની, તેને ભેદકરેખા (point of intersection) માનીએ. ૧૯૪૦થી ૧૯૪૭ સુધીના ગાળાને શુદ્ધ કવિતાની ખોજનો, પ્રમાણમાં નવી ભાષાની ઇમારત બાંધવાની મથામણનો, સમય ગણી શકીએ.

[રાજેન્દ્ર શાહ 'નિરુદ્દેશે' તા. ૩૧-૧૦-૪૭એ લખે છે. ભાષાના સંવિધાન પરત્વે કોઈ ખાસ નોંધપાત્ર પરિવર્તન માટે નહિ, પણ નિરાસક્ત આનંદલોક પ્રતિની દિશા, શુદ્ધ કવિતા ભણીનો સંકેત અહીં પ્રગટ થાય છે તે માટે નોંધપાત્ર બને છે.] જોકે રાજેન્દ્ર પહેલાં પ્રહ્લાદ પારેખમાં છેક ૧૯૪૦માં આનો પ્રબળ ઐન્દ્રિય સંકેત સાંપડે છે:

એ eternal nowના કેન્દ્રમાં મૂકી દેવા અદમ્ય અભીપ્સા સેવે છે, ત્યારે એક નવા દર્શનનો તેને સાક્ષાત્કાર થાય છે. સર્જક most people નહિ પણ eternal us હોય છે; તેની સર્જક ચેતનામાં પૂર્ણના પ્રગટીકરણની મથામણ ચાલે છે. રિલ્કેની જેમ એ પૂર્ણના પ્રાકટ્યને, સ્વથીયે છૂટા પડીને, વૃક્ષમાંથી વસંત ફૂટવાના અવાજની જેમ સાંભળે છે.

આધુનિકતા એ કોઈ અમુક સમયનું નામવિધાન નથી, પણ અમુક સમયનાં વહેણો પ્રતિનો સંકેત હોય છે. અગાઉના સર્જકના હતા, તેનાથી વધુ વિશાળ – સંકુલ – ઊંડા અનુભવવિસ્તારોનો તે આલેખ બને છે.

૧૯૫૩ આસપાસ પ્રગટ થયેલા આધુનિક કવિતાના સ્તબકના કાવ્ય-સંગ્રહો ગાંધીયુગથી જુદી જાતની વાસ્તવિકતાની અભિજ્ઞતા કરાવે છે. એ માટે એક ગાંધીયુગનું અને એક આધુનિક સ્તબકનું કાવ્ય લઈ તેની તુલના અને ભાષા-ટેકનિક વિશે તપાસ કરીએ. ૧૯૩૨માં મિશ્રોપજાતિ છંદમાં લખાયેલું ઉમાશંકરનું જાણીતું સૉનેટ 'જઠરાગ્નિ' અને ૧૯૫૩માં 'પ્રતીક'માં પ્રગટ થયેલું પ્રિયકાન્તનું 'એક ગામ' એ બે કાવ્યો જોઈએ.

## જઠરાગ્નિ

રચો, રચો, અંબરચુંબી મંદિરો,
ઊંચા ચણો મ્હેલ, ચણો મિનારા!
મઢો સ્ફટિકે, લટકાઓ ઝુમ્મરો,
રંગે ઉડાવો જળના ફુવારા!
રચો, રચો, ચંદનવાટિકાઓ,
ઊંડા તણાવો નવરંગ ઘુમ્મટો.
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્રશાળા
રચો ભલે!
અંતર રૂંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાંખશે?
દરિદ્રની એ ઉપહાસલીલા
સંકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે;
ખંડેરની ભસ્મકણી ન લાધશે!

— ઉમાશંકર જોશી

આજ અંધાર ખુશબો ભર્યો લાગતો,
આજ સૌરભ ભરી રાત સારી;
આજ આ શાલની મંજરી ઝરીઝરી
પમરતી પાથરી દે પથારી.

નવા યુગના સંકેતો જૂના યુગના તેજસ્વી કવિઓની રચનાઓમાં પણ મળતા હોય છે. પ્રહ્લાદ પારેખને ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં (historical perspectiveમાં) આપણે ગાંધીયુગમાં સમાવીએ છીએ એટલે સ્વાતંત્ર્યોત્તર કવિતાના પૂર્વસૂરિ તરીકે એમનો અહીં ઉલ્લેખ કરીને અટકું છું. રાજેન્દ્ર શાહનું ભાષાસંવિધાન અને તેમણે પ્રયોજેલી ટેકનિક બહુધા ગાંધીયુગીન લાગે છે, પણ સૌંદર્યાભિમુખતા અને શુદ્ધ કવિતા પ્રતિનું એમનું વલણ સ્વાતંત્ર્યોત્તર કવિતાના કેડીઉઘાડને ઇંગિત કરે છે. એ યુગોની ભાષા ધીરે ધીરે છૂટી પડતી હોય છે.

નવો કવિ પોતાના અનુભવની નવી ભાષા પ્રયોજે તે પહેલાં તેને વારસામાં મળેલી પરંપરાની ભાષાને પણ વાહન તરીકે સંક્રાંતિકાળ પૂરતો તે પ્રયોજતો હોય છે. સ્વાતંત્ર્યોત્તર કવિતાના દરેક સ્તબકે આનાં દૃષ્ટાંતો છે. આધુનિક કવિતા સ્તબકના કવિઓની ભાષા ગાંધીયુગની ભાષાથી થોડીક છૂટી પડે છે, છતાં ગાંધીયુગની ભાષાના idiomને ભારે સંઘાતથી તોડી શકતી નથી. ૧૯૫૬ પછી ગુજરાતી કવિતામાં ફરી નવો યુગ શરૂ થાય છે તેની સહેજ જ પૂર્વે કે ત્યારે પણ સુરેશ જોષીની કવિતામાં ('ઉપજાતિ' અને 'પ્રત્યગ્-ચા' સુધ્ધાંમાં) ભાષાનો ઉપયોગ ગાંધીયુગના idiomને જ અનુસરે છે:

છતી થઈ ગઈ વાત
ચાલી જતી આ રાત

અથવા

'ઓલવા હું ના ચહું,
દાઝ્યા ચરુ શા હૃદય પર હું નાગ શો બેઠો રહું.'

તો છેક સરરિયલ કવિતાની નવી જ ભાષા પ્રયોજનાર સિતાંશુની, અગાઉ 'માનસી' વગેરેમાં પ્રગટ થયેલી કૃતિઓની ભાષા-ટેકનિક ગાંધીયુગથી જરાયે ભિન્ન નથી.

પણ સર્જક પોતાના યુગને જ્યારે સચ્ચાઈથી સંવેદે છે, આ સંવેદનાને

એ eternal nowના કેન્દ્રમાં મૂકી દેવા અદમ્ય અભીપ્સા સેવે છે, ત્યારે એક નવા દર્શનનો તેને સાક્ષાત્કાર થાય છે. સર્જક most people નહિ પણ eternal us હોય છે; તેની સર્જક ચેતનામાં પૂર્ણના પ્રગટીકરણની મથામણ ચાલે છે. રિલ્કેની જેમ એ પૂર્ણના પ્રાકટ્યને, સ્વથીયે છૂટા પડીને, વૃક્ષમાંથી વસંત ફૂટવાના અવાજની જેમ સાંભળે છે.

આધુનિકતા એ કોઈ અમુક સમયનું નામવિધાન નથી, પણ અમુક સમયનાં વહેણો પ્રતિનો સંકેત હોય છે. અગાઉના સર્જકના હતા, તેનાથી વધુ વિશાળ – સંકુલ – ઊંડા અનુભવવિસ્તારોનો તે આલેખ બને છે.

૧૯૫૩ આસપાસ પ્રગટ થયેલા આધુનિક કવિતાના સ્તબકના કાવ્યસંગ્રહો ગાંધીયુગથી જુદી જાતની વાસ્તવિકતાની અભિજ્ઞતા કરાવે છે. એ માટે એક ગાંધીયુગનું અને એક આધુનિક સ્તબકનું કાવ્ય લઈ તેની તુલના અને ભાષા-ટેકનિક વિશે તપાસ કરીએ. ૧૯૩૨માં મિશ્રોપજાતિ છંદમાં લખાયેલું ઉમાશંકરનું જાણીતું સૉનેટ 'જઠરાગ્નિ' અને ૧૯૫૩માં 'પ્રતીક'માં પ્રગટ થયેલું પ્રિયકાન્તનું 'એક ગામ' એ બે કાવ્યો જોઈએ.

### જઠરાગ્નિ

રચો, રચો, અંબરચુંબી મંદિરો,
ઊંચા ચણો મ્હેલ, ચણો મિનારા!
મઢો સ્ફટિકે, લટકાઓ ઝુમ્મરો,
રંગે ઉડાવો જળના ફુવારા!
રચો, રચો, ચંદનવાટિકાઓ,
ઊંડા તણાવો નવરંગ ઘુમ્મટો.
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્રશાળા
રચો ભલે!
અંતર રૂંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાંખશે?
દરિદ્રની એ ઉપહાસલીલા
સંકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે;
ખંડેરની ભસ્મકણી ન લાધશે!

— ઉમાશંકર જોશી

## એક ગાય

કયાંકથી
ભૂલી પડી આવે હવા બસ; તૃણ નથી
ચોમેરમાં યે; તપ્ત કણ છે રેતના; તડકો પડયો;
ત્યાં કાય તો કેવળ રહી કૃશ હાડકાંનો માળખો
ને એ છતાં એ શ્વાસ લેતી (જેની તો અચરજ થતી)
—હાથમાં આવી ગયેલા મૃત્યુને વાગોળતી!

—પ્રિયકાન્ત મણિયાર

'જઠરાગ્નિ'માં ગાંધીયુગની વાસ્તવતાની વિભાવના (realityનો concept) પ્રગટ થાય છે. અહીં કવિ રોમૅન્ટિક રચનારીતિનો આશ્રય લે છે. ગાંધીયુગનો યથાર્થ સમાજજીવનની સપાટી પરનો રહે છે. કવિ જનાન્તિકે ઊભો રહી સમાજના ચહેરાનું દર્શન કરે છે અને જુલ્મ-અન્યાયથી વ્યથિત-રોષિત થઈ જાય છે. જઠરાગ્નિના ગીતાકથિત વિરાટરૂપને આવા અન્યાયી સમાજના destroyer તરીકે કલ્પે છે. haves અને have-notsના એ વર્ગો વિશે, સમાજગત યથાર્થના કારણ અને પરિણામ વિશે આલેખીને તેના સમયનો કંપન-આલેખ (seismograph) બની રહે છે.

જ્યારે 'એક ગાય'માં યથાર્થની નક્કર (concrete) અભિજ્ઞતા છે. કવિ સુધારકની જેમ કશુંયે કહેતો નથી. અસ્તિત્વ ફરતા વીંટાયેલા આતપને અહીં જુદું પરિમાણ મળ્યું છે. કયાંકથી ભૂલી પડી આવતી હવા અને રેતીના તપ્તકણો કઠોર વાસ્તવનો સંકેત કરે છે. અસ્તિત્વ હજીયે ટકી તો રહ્યું છે, પણ એ તો મૃત્યુથીયે વધુ કઠોર છે. અહીં સમાજ સામે રોષ-પ્રતિરોષ નથી, કોઈ ફરિયાદ નથી, કોઈ relief નથી. આ યથાર્થ સમાજજીવનની સપાટી પરનો નહિ, પણ અસ્તિત્વના નાભિકેન્દ્ર પરનો છે. તેનો નક્કર વિષાદ હઠી શકે તેવો નથી.

યથાર્થના જુદા અનુભવને લીધે બંને કવિઓની ભાષા ઘણી જુદી પડી જાય છે. philological circleની પદ્ધતિએ ઊંડી તપાસ કરીએ તો ખ્યાલમાં આવશે કે ઉમાશંકર તેમના સમયના કવિ=સુધારકના અભિનિવેશને લીધે ડ્રામૅટિક મોનોલોગમાં ઊંચે સાદે ઠપકો આપી શકે છે. મહેલ, મિનારા, સ્ફટિક-ઝુમ્મરો, ચંદનવાટિકાઓનો રોમૅન્ટિક પરિવેશ રચી તેની સામે contradictionમાં દરિદ્રની ઉપહાસલીલાને મૂકે છે. તેમની પાસે

## એક ગાય

ક્યાંકથી
ભૂલી પડી આવે હવા બસ; તૃણ નથી
ચોમેરમાં યે; તપ્ત કણ છે રેતના; તડકો પડ્યો;
ત્યાં કાય તો કેવળ રહી કૃશ હાડકાંનો માળખો
ને એ છતાં એ શ્વાસ લેતી (જેની તો અચરજ થતી)
—હાથમાં આવી ગયેલા મૃત્યુને વાગોળતી!

—પ્રિયકાન્ત મણિયાર

'જઠરાગ્નિ'માં ગાંધીયુગની વાસ્તવતાની વિભાવના (realityનો concept) પ્રગટ થાય છે. અહીં કવિ રોમેન્ટિક રચનારીતિનો આશ્રય લે છે. ગાંધીયુગનો યથાર્થ સમાજજીવનની સપાટી પરનો રહે છે. કવિ જનાન્તિકે ઊભો રહી સમાજના ચહેરાનું દર્શન કરે છે અને જુલ્મ-અન્યાયથી વ્યથિત-રોષિત થઈ જાય છે. જઠરાગ્નિના ગીતાકથિત વિરાટરૂપને આવા અન્યાયી સમાજના destroyer તરીકે કલ્પે છે. haves અને have-notsના બે વર્ગો વિશે, સમાજગત યથાર્થના કારણ અને પરિણામ વિશે આલેખીને તેના સમયનો કંપન-આલેખ (seismograph) બની રહે છે.

જ્યારે 'એક ગાય'માં યથાર્થની નક્કર (concrete) અભિજ્ઞતા છે. કવિ સુધારકની જેમ કશુંયે કહેતો નથી. અસ્તિત્વ ફરતા વીંટાયેલા આતપને અહીં જુદું પરિમાણ મળ્યું છે. ક્યાંકથી ભૂલી પડી આવતી હવા અને રેતીના તપ્તકણો કઠોર વાસ્તવનો સંકેત કરે છે. અસ્તિત્વ હજીયે ટકી તો રહ્યું છે, પણ એ તો મૃત્યુથીયે વધુ કઠોર છે. અહીં સમાજ સામે રોષ-પ્રતિરોષ નથી, કોઈ ફરિયાદ નથી, કોઈ relief નથી. આ યથાર્થ સમાજજીવનની સપાટી પરનો નહિ, પણ અસ્તિત્વના નાભિકેન્દ્ર પરનો છે. તેનો નક્કર વિષાદ છૂટી શકે તેવો નથી.

યથાર્થના જુદા અનુભવને લીધે બંને કવિઓની ભાષા ઘણી જુદી પડી જાય છે. philological circleની પદ્ધતિએ ઊંડી તપાસ કરીએ તો ખ્યાલમાં આવશે કે ઉમાશંકર તેમના સમયના કવિ=સુધારકના અભિનિવેશને લીધે ડ્રામેટિક મોનોલોગમાં ઊંચે સાદે ઠપકો આપી શકે છે. મહેલ, મિનારા, સ્ફટિક-ઝુમ્મરો, ચંદનવાટિકાઓનો રોમેન્ટિક પરિવેશ રચી તેની સામે contradictionમાં દરિદ્રની ઉપહાસલીલાને મૂકે છે. તેમની પાસે

classless societyનો આદર્શ છે; જ્યારે પ્રિયકાન્ત પાસે કઠોર યથાર્થની નિબિડ ગૂંગળામણને લીધે કોઈ આદર્શ બચ્યો નથી. એટલે કૃશ હાડકાંનો માળખો અને મૃત્યુતાને વાગોળતી જરઠ ભાષાનો ઉપયોગ જોવા મળે છે. બંને પેઢીની કવિતાની ભાષાનું આ જુદું પોત (texture) નોંધપાત્ર છે.

વિજ્ઞાનયુગ બેસી ગયો છે. શિકાગોનાં રાક્ષસી સ્કાયસ્ક્રેપર્સ નીચે માણસ ચગદાવા માંડ્યો છે. યંત્રસંસ્કૃતિના ચીત્કારો સંભળાવા માંડ્યા છે. મનુષ્યનો—તેની વ્યક્તિતાનો હ્રાસ થઈ રહ્યો છે એ બધું આધુનિક સ્તબકનો કવિ સભાનપણે પીડાપૂર્વક અનુભવી રહ્યો છે.

પ્રિયકાન્તનું 'હવા' કાવ્ય અસ્તિત્વને વીંટળાઈ વળેલાં બંધન, જડતા, વ્યાકુળતા અને સ્વેદથી લથબથ એવું એક જગત નિર્દિષ્ટ કરે છે. હવાનું કામ તો વહેવાનું હોય પણ અહીં તો કાવ્યના ઉઘાડમાં

'આ ભીંતની જેમ હવા ઊભી છે'

અને અંતમાં કહે છે કે હવા

'નીચા નમ્યા સૂર્યની સાવ નીચે
સ્વેદે ભીંજાતી અવ રેબઝેબ
અને તહીં
પસાર થાતાં નિજની મહીંથી
હલાવતાં હાથ હજાર લોક.'

મનુષ્ય ટોળાને ઈર્દગિર્દ ચહેરો ભૂંસીને ચાલવા માંડ્યો છે. આ ટોળાના મહોરા (mask) પાછળ મનુષ્ય ક્યાંક કચડાઈ ગયો છે, તેની વ્યથા નિરંજન અભિવ્યક્ત કરે છે:

'સોય સમા શા વીંધે મારા ડોળા
નગર નગર હું જોતો રહું છું ટોળાં!'

નગરજીવનની ભીંસમાં માણસ identity ગુમાવી રહ્યો છે તેની વેદનક્ષમ ઉપમા યોજી કવિ કહે છે:

કો શબ્દના અક્ષર સમા સૌ આપણે કેવા નિકટ!
અર્થ કિંતુ એક ના એનો થતો!
મારા તમારામાં કશો યે ભેદ ના,
કોક છાપાની હજારો પ્રત સમા સૌ આપણે.'

ગ્રામસંસ્કૃતિની નિર્દંભ-સરળ, મધુર-મુગ્ધ જીવનભાવનાને બદલે નગરસંસ્કૃતિની ભીંસ, કલુષિતતા, વિચ્છિન્નતા અને તેને લીધે જન્મતા કટાક્ષ-નિર્વેદના કાકુઓ 'આધુનિક અરણ્ય', 'મ્યૂઝિયમ', 'ઝૂમાં', 'એકવેરિયમમાં' વગેરે 'છંદોલય'ની રચનાઓમાં મળે છે. નરસિંહ મહેતાએ ઝૂલણા છંદનો ઉપયોગ કર્યો હતો તે ઝૂલણા હવે નિરંજનનો રહ્યો છે! પિંગળનો છંદ ગાલગામાં ભલે રહ્યો, પણ વાસ્તવના આતપને લીધે લય બદલાઈ ગયો છે.

હવે—

'હાવાં ગોધુલિ-વેળા: દ્રુત દ્રુત રવ—દોણી ધરે દૂધસેર;
ચાલો એ ઘેર, ઘેલા પવનની અડતી અંગને ઠંડી લ્હેર!

-વાળું રાજેન્દ્ર શાહનું 'મારું ઘર' ક્યાં રહ્યું છે? હવે તો મનુષ્યે પોતે જ સર્જેલ 'સિમેન્ટ, કાચ વળી કાંકરેટે' રચી બદ્ધતા—જેલખાનું જ રહ્યું છે. હવે વિશાલ વન્યભોમ નથી; છે ફક્ત ઊભાં કરેલાં પીંજરાં અને સભ્યતાના સળિયામાં પૂરેલી હિંસ્રતા.

નિરંજનના 'આધુનિક અરણ્ય'ની જેમ ગ્રામસંસ્કૃતિના થઈ રહેલા ધ્વંસ વિશે 'વનખંડન'માં રાજેન્દ્રે વિષાદી આલેખન કર્યું છે. કવિથી વનખંડન સહન થઈ શકતું નથી. તે કુઠારાઘાત અનુભવે છે:

'કરવત કુહાડીના ઘાથી ઢળી પડતાં ખૂડ

. . .

વન અવનવા રંગે લાગે વિલક્ષણ કર્બુર.'

વિલોપન પામતી ગ્રામસંસ્કૃતિના કિચૂડાટ વેળાનો આ કવિવિષાદ છે. ઉશનસ્ તો તમામ સંસ્કૃતિબંધનોથી અકળાઈને બૂમ પાડી ઊઠે છે:

ઊઠો, થઈ જીર્ણ મનુની સંસ્કૃતિ,

. . .

કંટાળિયું હું સમ! તો ચલો ઊઠો.

આ કવિઓએ કવિતામાં કરેલો કૌંસનો ઉપયોગ પણ આવી જ જનાન્તિક સંવેદનાને રૂપ આપવામાં મહત્ત્વપૂર્ણ બન્યો છે.

મનુષ્ય (કાચ પાર હું સમા ઘણા અહીં ફરે
ન કોઈ જેમનાં પ્રદર્શનો ભરે!)

કને જ આ કલા ભણી
અગમ્ય શી ગણી.
તરે છ માછલી,
ન જિંદગી સ્મરે છ પાછલી!

—નિરંજન ભગત

પ્રિયકાન્તના 'ખીલા', નલિનનાં 'સ્હવાર—૧', 'એક વૃદ્ધની સાંજ', અને આ સંગ્રહમાં સંગૃહીત 'એક નામેરી વૃદ્ધને મળતાં' અને હસમુખ પાઠકનાં 'આંખો', 'ઉચાળો', 'સર્જન', 'ચાલ હસીએ આ વસંતે', 'પશુલોક', 'વૃદ્ધ' અને અહીં સંગૃહીત 'તણખલું'–કાવ્યોમાં કૌંસનો સદુપયોગ થયો છે. પછીથી આ કૌંસની એટલી પડતી થયેલી કે ઉંમરબંધ વિવેચકોએ કવિઓના કાન આમળવા પડેલા, પણ...

તત્ત્વો અને પદાર્થોના દર્શનમાં પણ તાજગીનો અનુભવ થાય છે. ભવિષ્યમાં મળનારાં અંધકાર અને તડકાનાં અનેક રૂપોનું પ્રથમ ઉદ્ઘાટન આ કવિઓ પાસે થાય છે.

ધૃતરાષ્ટ્રની આંખો સમો અંધાર
ડગલું માંડતાં અથડાય છે.

०

તડકો કડાક કોરો પ્હેરીને હું નીકળ્યો છું.

—નલિન રાવળ

०

તગતગતો આ તડકો,
ચારે કોર જુઓને કેવી ચગદાઈ ગઈ છે સડકો?

—નિરંજન ભગત

०

અને અંધાર—
(શેરીનો દીવો ફૂટી ગયો છે!)

०

અંધારમાં વીંટળાયલું કો વન
(મળ્યું?)

—હસમુખ પાઠક

०

શ્યામાની સૌ અલક લટ શો રાત્રિનો અંધકાર

૦

અંધકારનો ઘુમ્મટ ડોલે

૦

ઊભાં છાનાં ઝાડ:
અંધકારના ઊંચા નીચા પ્હાડ.

—પ્રિયકાન્ત મણિયાર

વળી, પ્રતીકોનો ઉપયોગ, બોલચાલની ઘરાળુ ભાષાની છટા, taboos-વાળા અને અંગ્રેજી શબ્દોનો છૂટથી ઉપયોગ (જોકે '૫૬ પછીની કવિતા જેટલો નહિ), રૂપમેળ, માત્રામેળ અને સંખ્યામેળ છંદો અને લયના અનેકવિધ પ્રયોગો, છંદના પરિવહન વચ્ચે ક્યાંક અટકીને મૂકેલી ગદ્યપંક્તિઓ, કૌંસનો ઉપયોગ અને ભાષા-ટેકનિકમાંથી ઉપલબ્ધ થતા યથાર્થના સંવેદ્ય નક્કર આકારને લીધે આધુનિક કવિતા સ્તબક ગાંધીયુગની કવિતાથી જુદો તરી આવે છે.

રાજેન્દ્ર શાહ અને આધુનિક સ્તબકના ચાર કવિઓ નિરંજન ભગત, હસમુખ પાઠક, પ્રિયકાન્ત મણિયાર અને નલિન રાવળ—આ કવિઓને સ્વાતંત્ર્યોત્તર કવિતાના ઉઘાડના કવિઓ તરીકે જોઈએ છીએ ત્યારે ગાંધી-યુગથી એમનીયે પૂર્વે જે પ્રગટ થયેલા અને સ્વાતંત્ર્યોત્તર કવિતાની ભેદકરેખા પછી મહદઅંશે સંગ્રહો લઈ આવેલા નીચેના કવિઓની રચનાઓ પણ અહીં સંગૃહીત છે:

પ્રજારામ રાવળ, પિનાકિન ઠાકોર, વેણીભાઈ પુરોહિત, હસિત બૂચ, નિતુ મઝુમદાર, મીનપિયાસી, સરોદ, મીતુ દેસાઈ, હીરાબહેન પાઠક, ગોવિંદભાઈ પટેલ વગેરે. આ કવિઓની ભાષા મહદઅંશે ગાંધીયુગની ભાષા છે, એ નિરીક્ષણ લેખે નોંધવા જેવું છે. ક્વચિત્ પ્રજારામના 'આ ઝાલાવાડી ધરતી'ની જેમ આમાંના કેટલાક કવિઓની અમુક કવિતા શુદ્ધતા અને સૌંદર્યાભિમુખતા પ્રગટ કરે છે ત્યારે નવી તાજગીનો અનુભવ થાય છે.

ગામની ચંત્યા ગોંદરે મેલી,
એ...મ નિરાંતે લીમડા હેઠે
ઢોલિયા ઢાળી.

૦

હાલો પરોઢિયે ખોલ્માં છે પોપચાં
તેજના ટશિયા ફૂટે રે લોલ'

०

ચશ્માંની દાંડી વાંકી નવાઈલાલ!
આંખોની આબરૂ ઢાંકી નવાઈલાલ!

કે અહીં સંગૃહીત 'પારાવાર' કાવ્યની પંક્તિઓ

નશ્વર ને તોફાની તબડક
તરંગના તોખાર:
હું પોતે નિજ રેન સમાલું,
હું મારો અસવાર:
પંચામૃતનો મુખરિત પારાવાર.
—વેણીભાઈ પુરોહિત

હરિની હોય હથેળી એવી ભોંયમાં ગરતાં ગુલ,
ડગલે ડગલે દેખીએ એવાં ગામડાં હળવાં ફૂલ,
ખોળલો મીઠો ખૂંદતાં છૈયાં
ધિંગી ઉડાડે ધૂળ
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.
—મીનપિયાસી

પંખીઓએ કલશોર કર્યો, ભાઈ! ધરતીને સૂરજ ચૂમ્યો,
ફૂથલી લઈ ને સાંજનો સમીર આજ વનેવન ધૂમ્યો
વનેવન ધૂમ્યો.
—નિતુ મઝુમદાર

'પરલોકે પત્ર'માં કરુણપ્રશસ્તિ કાવ્યની આંસુભૂડ આર્દ્રતા છે. હીરાબહેન પાઠકજી સાથે ડ્રામેટિક મોનોલોગમાં વાત કરતાં હોય તેમ સ્વ સાથે આર્દ્ર ગોષ્ઠિ કર્યે જ જાય છે! ભાષાના કાકુઓ તો પાઠકજીના જ 'ઉમા-મહેશ્વર'ના વાતચીતના લહેકામાં પ્રગટ થાય છે તેવા જ તાજગીભર્યા છે. પાઠકજીના ઘૂંટાયેલા શિખરિણીનો conversational ગદ્યમરોડ જોઈએ:

શીખ્યા જો આવીને ઘરની ઘરણી એક ઠગતાં.
બીજું તો જાણે કે ઠીક જ, વિષ પીધું કયમ કહો?

અને અહીં હીરાબહેનના વનવેલીનો મરોડ જોઈએ:

પણ પૂછું? સાચું કહેજો હાં.
ગમે તેવું ગમે પરલોકસ્થાન;
કહો ક્યાંથી લાવશો,
આ 'ઠકુરાણી' તણાં નેહધ્યાન?

જાણે પાઠકજી પાઠકજી સાથે વાત કરે છે!

આધુનિક કવિતા સ્તબકના કેટલાક કવિઓની પૂર્વે બાલમુકુન્દ દવે, મકરન્દ દવે, ઉશનસ્ અને જયંત પાઠકે કાવ્યો લખ્યાં છે. આ દરેક કવિને પોતાનો આગવો અવાજ છે. ભાષાના આયોજન પરત્વે દરેકે ભારે સજગતાથી કામ કર્યું છે તે ત્યાં સુધી કે 'આધુનિકતા'ના લેબલ વગર એમણે ક્યારે ગાંધીયુગની orbit બહાર પગ મૂકી દીધા તેનોય આપણને ખાસ ખ્યાલ રહ્યો નથી. 'અનોખાં ઈંધણાં' કે 'આવો' જેવાં ભજનની સુરતાની ભાષા ફરી એક નવી આધ્યાત્મિકતાનું રૂપ મકરંદમાં ધરી લે છે ત્યારે કવિચેતનાના પરિવર્તનનો ખ્યાલ આવે છે.

આમળિયા તાણો રે તંબૂર-તારના,
મેળવો મંજીરાની ઠાકમઠોર
શબ્દે સમાણી કોણે સાંભળી
વાણી અલેક પુરુષની અઘોર!
અનોખાં ચેતાવો આતમ, ઈંધણાં.

'મંજીરાની ઠાકમઠોર'ની સજીવતા અને અલક્ષ્ય પુરુષની વાણીના સંકેતની બળકટ અભિવ્યક્તિ સાથે મકરંદની નીચેની અર્પણની પંક્તિઓ તુલના માટે જોઈએ:

અંધારી રાત કેરાં જલ પર તરતી આપણી શ્વેત નૌકા,
કલ્યાણી, જો, જગાડે ઉદય ઉદયના નીતર્યા નીલ દ્રૌકા.

અનુભવનો સ્તર જ જુદો પડી જાય છે એટલે દશ્યશ્રાવ્યની એક જુદી જ અભિજ્ઞતા—એક જુદું જ અનુભૂતિજગત—એક જુદો જ ભાષાનો સ્તર પ્રગટ થાય છે.

આમેય સ્વાતંત્ર્યોત્તર કવિતામાં ગીતો અને ભજનોનું કોઈ પણ

પ્રકાર કરતાં પ્રથમ સ્થાન છે. છંદોબદ્ધ કાવ્યોમાં સ્વાતંત્ર્યોત્તર કવિ ચિંતનને આકાર આપે છે, તો ગીતોમાં લાગણીને નિર્બંધ વહાવે છે. પ્રિયકાન્તની 'સોળ વરસની છોરી' હજીયે એટલી જ ઉંમરની રહી છે! અને એ સોળ શણગાર સજીને ઘર બહાર નીસરી ત્યાં એને કોઈની નજરું લાગી ગઈ છે! (હરીન્દ્ર) નજર ઊતરી કે નહિ ત્યાં વનવગડામાં કેવડિયાનો કાંટો વાગે છે; વળી પાછો 'વાગ્યો વાગ્યો ને મને પાણી થઈ' પાકે પણ છે. બાલમુકુન્દ જેવા ઠાવકા કવિ તો એવી છોકરીના હૃદયમાં રહેવાની પરવાનગી કે ભાડાચિઠ્ઠીની જરૂરેય સ્વીકારતા નથી! ઊલટાના કહે છે:

આપમેળે રંગ જાય રેલાઈ તો,
અમે નથી એને લૂછીએ એવાં,
તરસ્યા કંઠની પ્યાસ છિપાય તો,
અમે નથી ઘર પૂછીએ એવાં.

છોકરી બદલાઈ કે એની એ જ હશે એ તો ભગવાન જાણે પણ રાજેન્દ્રે તો ભારે કરી!

અરધી રાતનું ઘેન ઘેરાતાં ઓઢશું ભેળાં એક પિછોડી.

મેટાફિઝિકલ અંગ્રેજ કવિ ડને કહ્યું છે કે there is no love without beauty. સ્વાતંત્ર્યોત્તર ગીતોમાં સૌંદર્ય અને પ્રેમને કવિઓએ ભરપૂર ગાયાં છે.

વાયરા વંનના જાય ન બાંધ્યા,
એવાં અમારાં મંન હે રાધા!

—બાલમુકુન્દ

પણ એવા ચંચલ મનને બાંધીને ભજન-પિયાલાની અલખ ધૂન પણ આ પેઢીએ માંડી છે. આ કવિઓ પોતાની યુગચેતનાના સાક્ષી પણ રહ્યા છે, એટલે ભૂદાન આંદોલન વિશે ગાતા રહ્યા છે અને સમષ્ટિ પ્રતિના અથાગ અનુરાગથી પણ ગાતા રહ્યા છે. શ્રી રાજેન્દ્ર શાહ 'બે ફૂલ દિયો' અને 'પ્રભુ પધારે' જેવામાં યુગના આહ્વાનને ઝીલે છે. ઉશનસ્ પણ ઈશાવાસ્યના ઋષિની જેમ આલેખે છે:

રામની વાડી ભોગવવી ભાઈ, હકનાં પાઈ નીર,
સૌને વ્હેંચી ચાખવી આપણે રામના ફળની ચીર;
આપણાં ભેગાં સૌનાં ભાણાં માંડીએ જી....

કે

અચિયું એટલું એજ અહીં તો લૂંટવ્યું એટલી લ્હાણ!

— ઉશનસ્

સંસારનું અને આ સૃષ્ટિનું, એના સર્જનનું, એના વિલસિતોનું જ્ઞાન સાધકની જેમ આ કવિઓએ મેળવ્યું છે. શુદ્ધ અધ્યાત્મ પણ એમના વિષયોમાં સમાઈ જાય છે એટલે એક વિશાળ અર્થમાં સુરતા–સુંદરનાં ભજનો આ પેઢી પાસેથી મળે છે. અગોચર પરમ તત્ત્વ માટેની કવિઝંખના અને તેના અનુભવોનો આનંદઘન આલોક આ નવીનતર કવિઓનાં ભજનોમાં પ્રગટ થાય છે. પરંપરા પાસેથી મળેલી અધ્યાત્મભાવના કે શ્રી અરવિંદની તત્ત્વદર્શનની અસર તળે કેટલીક રચનાઓ મળે છે.

સરોદ અને મકરંદની તો જાણે વાણી જ ભજનિકોની છે! અધ્યાત્મ-દીપ અડી ગયો છે એટલે પ્રકાશની ઝંખના કેટલી પ્રબળ બની ગઈ છે તેનું નિરૂપણ જોઈએ:

અડી જઈ એ દીપક અમને સરી ગયો રે દૂર:
કરી ગયો રે અડી જતામાં કેવું કામણ ક્રૂર!
અવ કથળ્યું જીવન કથીરું રે, અવ તેજ તેજની ટેલ...

— સરોદ

બાલમુકુન્દે કેટલી બળવાન અભિવ્યક્તિ 'જૂઠી ઝાકળની પિછોડી'માં કરી છે!

જૂઠી ઝાકળની પિછોડી
મનવાજી મારા! શીદ રે જાણીને તમે ઓઢી?
સોડ રે તાણીને મનવા! સૂવા જ્યાં જાશો ત્યાં તો—
શ્વાસને સેજારે જાશે ઊડી.

'શ્વાસને સેજારે જાશે ઊડી' દ્વારા ભાષાનું નવું પ્રગટતું પોત અનુભવાય છે. તે સાથે જ છલનામય ક્ષણભંગુર જગતનો — અને ચૈતન્યનો પણ અનુભવ થાય છે.

ઘટના મંદિરિયામાં હરિનાં બેસણાં થયાં છે ત્યારની તારતાર અનુભૂતિ રાજેન્દ્ર આ રીતે ગાય છે:

હરિ મારે પ્રાણને એકતારે ગીત ઊપડ્યાં હો જી.

ખૂબ વિશાળ કેન્વાસ પર ઉશનસે આલેખેલી રાસલીલાની ચિત્રણા:

ગિરિશિખરોની ગોરસી એના ઇંગિતથી જ ઢળાઈ,
આપણે ના કંઈ રાસની ગોપી; આપણે ઉત્તરદાઈ,
આપણું મહી ખાશે સમદર થઈ જમુનાતટનો દાણી.

અનંત સાથે સ્પર્શ થતાં નારીસહજ એકાત્મ્યથી ગીતા પરીખ ગાઈ ઊઠે છે:

તું મહાકાવ્ય ને પંક્તિ હું તાહરી,
તું મહાસિન્ધુ, હું બિન્દુ છેક
ફૂલની માળ તું, હું કળી, હે હરિ!
ગીત તું, સૂર હું માત્ર એક.

'બાપાની પીપર' (દલપતરામ)થી શરૂ થયેલી અર્વાચીન કવિતાના તમામ સ્તબકે નિસર્ગની રમણીયતાનાં વિવિધ રૂપો પ્રગટ થયાં છે. સ્વાતંત્ર્યોત્તર કવિતાના પ્રથમ સ્તબક(૧૯૪૭થી ૧૯૫૫)ના કવિઓએ પ્રકૃતિનાં ઉત્તમ ચિત્રો આલેખ્યાં છે. પ્રકૃતિસૌંદર્યની આટલી અનહદ અને શુદ્ધ કવિતા આ સ્તબક જેટલી અર્વાચીન ગુજરાતી કવિતાના કોઈ એક સ્તબકે આપી નથી. ૧૯૫૬થી ૧૯૭૨(કે હજી આગળ...?)ના દ્વિતીય સ્તબકના આત્મસંપ્રત્યયમાં—સ્વસંજ્ઞામાં—બદ્ધ થયેલા કવિઓએ જેમ મુગ્ધ અને વિપ્રલંભ શૃંગારને 'ફાટફાટ કોળી'ને ગાયો નથી (કશાક અભાવ-પ્રત્યાઘાતને લીધે અને sadist–masochist વૃત્તિવલણોને લીધે આ પેઢીએ યોનિના જુગુપ્સાપ્રેરક આકારો ઉપસાવીને અલબત્ત વિક્રમ નોંધાવ્યો છે—) તેમ નિસર્ગસૌંદર્યનેય આટલું ઊલટભેર ગાયું નથી તેય નોંધવા જેવું છે. રાજેન્દ્ર, નિરંજન, ઉશનસ્, જયંત પાઠક, બાલમુકુન્દ—સહુએ ફાટફાટ પ્રકૃતિકાવ્યો લખ્યાં છે.

વળી આ પેઢીની પોતાની પ્રકૃતિકાવ્યોની પરંપરા ચાતરીનેય તિર્યક્ દૃષ્ટિથી પ્રકૃતિકાવ્યો લખવાના પ્રયોગો પણ પાછળથી થયા છે.

ઉનાળાને કવિ કેવી તિર્યક્તાથી અનુભવે છે તેના દૃષ્ટાંતલેખે જયંત પાઠકનું કાવ્ય જોઈએ. અહીં વર્ણ્ય વિષયની અર્થતાની પાર અનુભૂતિની indirect વ્યંજના પ્રગટ થાય છે.

## ઉનાળામાં

શ્હેરની આ સાંજ
બોજથી કોલાહલોના ગૈ નમી.

ઉચ્છ્વાસથી સૂકા, ગરમ
હવા શેરીતણી મૂર્છિત થઈ ગૈ.

શ્વાસ મુશ્કેલીથી લેતા રોગીના મુખશી
બારીઓ ખુલ્લી બધી.

ઉકળાટથી અકળાયલાં
ભૂગર્ભમાંથી બ્હાર નીકળી આવતાં
જીવડાં (થોકે થોક)
બત્તીનો ભૂરો પ્રકાશ વલોવતાં
અંજાઈ ભમતાં!

ઠાકોરના આશીર્વાદ લઈ આવેલા રાજેન્દ્રનાં 'આયુષ્યના અવશેષે'નાં સૉનેટો, 'વનખંડન'નાં સૉનેટોથી તે છેક 'શાંત કોલાહલ' સુધી વિસ્તરતા રાજેન્દ્રનાં સૉનેટો, નિરંજનનાં 'મોર'–'કરોળિયો', 'આધુનિક અરણ્ય' જેવાં સૉનેટો, બાલમુકુન્દનાં, પેલી સજલ દગમાં કાચની કણી પેઠે વાગે તેવું વિષાદનું 'જૂનું ઘર ખાલી કરતાં' કે 'તીર્થોત્તમ' જેવાં સૉનેટો, ઉશનસ્‌નાં ડાંગ અને દેશદર્શન અને પછી અનાક્રાન્ત અનહદની સરહદે ઊભેલાં સૉનેટો, ચિર-વિરહને જુદી જુદી મુદ્રામાં આલેખ્યા કરતા જયન્ત પાઠકનાં સૉનેટો, (ઉશનસ્‌–પાઠકનાં સૉનેટ અહીં સંગૃહીત છે.) શૈશવ અને દામ્પત્યને આલેખતાં ગીતા પરીખનાં સૉનેટો, હેમંત દેસાઈનાં 'ઇંગિતનાં' સૉનેટો, — આ પેઢીના લગભગ બધા કવિઓ પાસેથી સારી એવી સૉનેટસમૃદ્ધિ આપણને પ્રાપ્ત થાય છે.

કેટલાક chronological events — happenings સંયોજનરૂપ હોય છે. આગળ પાછળની અસરોની simultaneityને એક જ એકમમાં પામી શકાય તેવું હોય તેને જ્યારે મિશ્રણની જેમ છૂટું પાડવા જઈએ ત્યારે મુશ્કેલી પડે છે. કેટલાક કવિઓની જેમ હેમંત દેસાઈ, હરીન્દ્ર દવે અને સુરેશ દલાલની રચનાઓને કયા સ્તબકની ગણવી તેવી ચિંતા છોડીને તેમની રચનાઓ પછીના સ્તબકમાં સંગ્રહી છે.

કલાપી–બાલની અંતિમ નિશાની લઈ આવેલી સ્વાતંત્ર્યોત્તર ગઝલ માટે તો એક જુદું જ પ્રકરણ જોઈએ. આ ગાળામાં દોઢસોથી વધુ

ગઝલકારોએ ગઝલો-નજમો-હઝલો લખી છે. પ્રથમ સ્તબકમાં રદીફ-કાફિયા અને વજનનાં મહત્ત્વ અને સ્થાન શયદાસાહેબે સાચવ્યાં તેવાં જ રહ્યાં છે. રૂઢપ્રયોગોનો બળવાન ઉપયોગ અને અભિવ્યક્તિની નવીનતા છે. કવિના અનુભવો વધારે સઘનતા પ્રગટ કરે છે. '૫૬ પછી ગુજરાતી ગઝલમાં ઠીક ઠીક ક્રાંતિ થઈ છે. રદીફ-કાફિયાની ચુસ્ત તંગદિલી પ્રતિ જરા ભંજકતા આવે છે. વજનબંધમાં શિથિલતા આવે છે. આદિલ, મણિલાલ, મનહર-ચિનુ, શ્યામસાધુ અને મનોજ વગેરે કવિઓ નવા જ સંવેદન વિસ્તારો પ્રગટ કરે છે. 'રહે છે આમનો અકબંધ, હું તરડાઈ જાઉં છું' જેવા idiomથી 'બેફામ', અને 'દરિયો' જેવી ગઝલથી 'ઘાયલ' જેવા પ્રથમ સ્તબકના કવિઓ '૫૬ પછીના દ્વિતીય સ્તબકમાં ભાષાનો બુનિયાદી પલટો કરે છે.

૧૯૫૦ આસપાસના ગાળામાં ભાવનગરમાં ગઝલની મહેફિલ જામી છે. પ્રદ્યુમ્ન કંચનરામ દેસાઈને ત્યાં 'સુરાલય'ના આ દોસ્તોની દૌરે બઝમ જામે છે. એ મહેફિલના અનેક ગઝલકાર મિત્રોનો અને અન્ય ગઝલકારોનો સ્થળસંકોચને લીધે પૂરો સમાસ અહીં કરી શક્યો નથી. 'બેફામ' અને 'ઘાયલ'નેય ફરી સમાવી શક્યો નથી અને આદિલ, ચિનુ અને મનહરના અન્ય પ્રયોગો આ સંપાદન પૂરતા અગત્યના માનીને તેમની ગઝલો પણ અહીં સંગૃહીત કરી શક્યો નથી.

૧૯૪૭ પછી ગાંધીયુગના કેટલાક કવિઓ: સુન્દરમ્, સ્નેહરશ્મિ, મનસુખલાલ ઝવેરી, સુંદરજી બેટાઈ, કરસનદાસ માણેક, પારાશર્ય, નાથાલાલ દવે, પ્રેમશંકર ભટ્ટ, દેવજી મોઢા વગેરે હજીયે તાજા-બ-તાજા કવિતાઓ લખે છે પણ આ સંપાદનમાં સ્વીકારેલી મર્યાદાને લીધે એમનાં કાવ્યો લઈ શકાયાં નથી. ઉમાશંકર અને શ્રીધરાણી ૧૯૫૬ પછીના નવા કાવ્યાનુભવ સાથે પરિવર્તન પામે છે અને કુક્કુટસ્વરે એક નવા યુગનો પ્રતિઘોષ કરે છે એટલે માત્ર એ બે કવિઓનાં કાવ્યો '૫૬ પછીની કવિતાની નાન્દીરૂપે મૂક્યાં છે.

આધુનિક કવિતા સ્તબકના કવિઓમાંથી જયંત પાઠક, નલિન રાવળ, ઉશનસ્ અને પ્રિયકાન્ત '૫૬ પછીની કવિતાની રચનારીતિ ઝીલે છે. નવી ભાષા અને ટેકનિક આત્મસાત્ કરવાની તેમની મથામણ જોઈ શકાય છે. હમણાં હમણાં પ્રિયકાન્તે અમેરિકાથી લખેલાં sex અને પ્રણયનાં કાવ્યો, હવે પછી થનારા કોઈ પણ સંચયની નાન્દીરૂપ થઈ શકે તેમ છે. છતાં કોઈ પણ કવિની એકથી વધુ રચના ન લેવાની સ્વીકારેલી મર્યાદાને

લીધે એમનાં કાવ્યો પણ લઈ શકાયાં નથી. આ સર્વ કવિઓની ક્ષમાયાચના કરું છું.

૨

અહીં સંગૃહીત કાવ્યો મહદ્અંશે ૧૯૫૬–૫૭થી ૧૯૭૨ના વર્ષ સુધીના સમયનાં છે.

આ સમયના કવિએ તેની પોતીકી ચેતનાના સ્વાનુભવોનો તેની કવિતામાં અનુભવ કરાવ્યો છે, તો સાથે સાથે તેના સમાજની નવી અભિજ્ઞતાનો પણ અનુભવ કરાવ્યો છે. વિક્ષિપ્તતા, યુદ્ધોની કારમી ભીંસ, સંહાર માટેની રોગિષ્ઠ ઘેલછા, શીર્ણવિશીર્ણતા, તુચ્છતા, નૈઘૃર્ણ્ય, ગરીબી — તેની ભીષણ નાગચૂડ — આ બધાંને પરિણામે આ સમયનો કવિ આત્મકેન્દ્રી કે આત્મસંપ્રત્યયવાળો થયો છે, એટલે આ સમયની કવિતા પહેલા પુરુષ સર્વનામ 'હું'થી ઠીક ઠીક પ્રગટ થઈ છે. તેની પાછળ ઉપર જણાવેલી પરિસ્થિતિઓના કેન્દ્રમાં એ પોતાને મૂકીને જુએ છે તે પણ ખરું, અને પોતે (માણસ) બેવકૂફ છે; ઉપહસનીય છે, જન્તુ જેવો તુચ્છ છે, પીડન આપવાની અને પામવાની વૃત્તિવાળો છે, એ કોઈ ન્યુરોટિક (બીમાર) છે, અને ઈશ્વર વગરનો એ એકાકી થઈ ગયો છે તેનો એકરાર કરવાનું કે આવી સંવેદના લઈ પ્રગટ કરવાનું તેનું મનોવલણ દેખાય છે. એ ક્યારેક નાગરિક-શહેરી સભ્યતાથી ત્રાસીને આદિમતા પ્રતિ અભિમુખ થયો છે એ પણ નોંધવા જેવું છે. નિર્ભીકતા, અશ્લીલતા કે અશિષ્ટતા પણ તેની કવિતામાં વર્તાય છે.

આ સમયની કવિતા સૌંદર્યઅનુભવની (પછી ભલે તે કુત્સિતને પડછે પણ હોય) અને આત્મશોધની — આત્મસંપ્રત્યયની કવિતા છે. અંધકાર, તડકો, પવન, આકાશ વગેરેનાં અપ્રતિમ રૂપો આ કવિતાઓમાં પ્રગટ થયેલાં જણાય છે તો તેના યુગસંદર્ભોને પડછે તે પોતાની આત્મલક્ષિતાને ખભે બેસીને પરલક્ષિતાની પેલે પાર સુધી પહોંચી જાય છે અને એક જુદી જ જાતની આત્મસંપ્રત્યયની — આત્મસંજ્ઞાની અભિજ્ઞતા કરાવે છે.

આ સમયની કવિતામાં morbidity (રોગિષ્ઠપણું), ખાલીપાનો ઠાલો ખખડાટ, રાતા કાળા પીળા શબ્દોનો કાન તોડી નાખે તેવો ઘોંઘાટ, અગાંગોની જુગુપ્સાઓ અને બીભત્સતાઓ પણ વરતાય છે. પરિણામે ઘણી રચનાઓ

કાવ્યત્વને પામી નથી અને ઘણો મોટો નકામો 'કાગળઢેર' છાતીએ બાંધીને ફરવા જેવું થયું છે, તેમ નોંધવા જેવું છે.

આ કવિતાઓએ જે ભાષાનો ઉપયોગ કર્યો છે તે આગળના યુગની ભાષા કરતાં ઘણી જુદી પડે છે. આ કવિતાઓની ભાષા અનેક સ્તરોએ વહેલી વરતાય છે. કવિઓએ અનેક અનુભવ-આકાશોને પ્રગટ કર્યાં છે, એટલે તે દરેક અનુભવની ભાષા જુદા જુદા સ્તરે વહી છે. આ વાણી દર્દની સરહદોની પાર વહી જતી વાણી છે, એ અસ્તિત્વની આનંદલીલાને પ્રગટ કરે છે, તો ક્યારેક હયાતીના વેદનામય ચીત્કારોને પણ પ્રગટ કરે છે. તે અનાક્રાન્ત અનહદની સરહદે વહે છે, તો લાગણીના જનાન્તિક રૂપને પણ પ્રગટ કરે છે. ઋતુઓના કે પ્રકૃતિના સૌંદર્યસ્પર્શનો પ્રતિભાવ જગાડે છે તો સંવેદનાના સ્વસ્થ અવાજને પણ તે પ્રગટ કરે છે. મનની સપાટીએ બેસી જિંદગીના ખાલી ચહેરાની અભિવ્યક્તિ કરે છે તો અહીંથી નિઃશેષતા પ્રતિની ગતિ પણ તેની હોય છે. પરંપરાનો લય સ્વીકારે છે તો પારંપરિક કવિતા સામે હકારાખ્યો પણ તે પ્રગટ કરે છે. આત્મપીડન કે પરપીડનના (masochist અને sadist) અનુભવોને તે પ્રગટ કરે છે, તો ઇચ્છાઓનું રિક્ત અટ્ટહાસ્ય પણ તે કરે છે.

ક્યારેક પ્રતિરોપનો ધૂંધવાટ પ્રગટ કરે છે તો ક્યારેક ઉપનિષદના ઋષિકવિની જેમ તે સ્વસ્થતાથી ઋચાઓ પણ લખે છે. ભીની અનુભૂતિના સર્જનને આકારે છે તો ભીતરમાં એ પ્રતીકાત્મક એકોક્તિમાં પણ બોલે છે. સંદર્ભલયોની લીલા અને અવનવા નિરૂપણક્રમોની ભંગિઓ પ્રગટ કરે છે. ક્યારેક તે ક્યૂબિસ્ટ આકારો રચે છે તો વાસ્તવિક પદાર્થોની નવી અભિજ્ઞતાને પ્રગટ કરવા તે પૉપ-પ્રવાહમાં પ્રગટ થાય છે. ક્યારેક ઉત્તર ધ્રુવ પ્રદેશનાં આકાશોમાં પ્રકાશનાં અર્ધવર્તુળોથી ઝળાંઝળાં અને અગાધ-અજ્ઞાત પ્રદેશમાંથી ઉદ્ભાવતા મંદ પ્રકાશ અને છાયાઓથી સભર રાત્રિશરણના સરરિયલ કે નિયોસરરિયલ અનુભવોને પણ તેણે પ્રગટ કર્યા છે. લાંબા સમય સુધી ઘરથી દૂર રહ્યાની ગમગીની અને ઉદ્‌ગમ-સ્થાન પ્રતિ પુનઃ ન જઈ શકવાની—અશક્યતાની વેદનાની અનુભૂતિ પણ તેણે કરાવી છે.

ટૂંકમાં, બૃહદ્ 'હું'ના, ક્ષણિકત્વના તરલ અને શાશ્વતી સંવાદો આ કવિતાએ પ્રગટ કર્યા છે. અવાજમાંથી અવાજમુક્તિ પ્રતિની ગતિ આ કવિતાઓમાં વરતાય છે.



૨

પંદરેક વર્ષના સમયના આ નાનકડા બિંદુ પર આ કવિતાઓએ જે વિવિધ કાવ્યાનુભવોનો અવકાશ રચી આપ્યો છે તે ગુજરાતી કવિતાના ઇતિહાસમાં મહત્ત્વપૂર્ણ લેખાશે તે નિ:શંક છે.

## ૩

સ્વાતંત્ર્યની રજતજયંતીના અરસામાં સ્વાતંત્ર્યોત્તર કવિતાનું આ દ્વિપર્વીય સંપાદન કરતાં આનંદ થાય છે. ગાંધીયુગ પછી કવિતાના અનુભવ-વિસ્તારો વધ્યા તેને પરિણામે કવિતાની ભાષાએ જે નવું રૂપ ધારણ કર્યું તેના ઉપક્રમે બે સ્તબકમાં આ સંપાદન કર્યું છે.

કલાકૃતિની ભાષા અને ટેકનિકની તપાસની સાથે જ જીવનદર્શન વિશે આપોઆપ આકારો ઊપસી જ આવતા હોય છે. આ કવિતાઓની તપાસ દરમિયાન સ્વાતંત્ર્યોત્તર સમાજજીવનની પરિવર્તન પામતી જીવન-વિભાવનાઓનો આલેખ સહેજે મળી શકે છે. સમાંતર રેખાઓમાં કે વર્તુળના પરિધિના આંતરછેદન બિંદુએ જીવન અને કલાકૃતિ અન્યોન્યને મળતાં રહેતાં હોય છે.

સારી રચનાઓ સમકાલીન યુગચેતનાને હમેશાં અપૂર્વતાથી પ્રગટ કરવા મથતી હોય છે; તેની સાથે યુગદાસ્યથી કેટલીક pseudo કૃતિઓનાં ઝૂમખાં પણ મળતાં હોય છે. પચીસ વર્ષની ગુજરાતી કવિતાની તપાસમાં આ બંને પરિણામો મળે છે. સૌંદર્યના કેટલાક અપૂર્વ પ્રદેશોની શોધ અને અસ્તિત્વની–વાસ્તવની નવા જ પ્રકારની અભિજ્ઞતા આ કવિતાએ કરાવી છે. ગાંધીયુગની કવિતાથી આ કવિતાની ઊંડાઈ, પહોળાઈ અને ઊંચાઈ અલબત્ત જરા વધુ થઈ છે. બંને કાંઠાને ઘસીને વહ્યાનો દડદડાટ મુક્તપ્રવાહ નવી કવિતાનો રહ્યો છે. કેટલીક સીમિતતાઓને તોડીને નવી કવિતા horizontally અને vertically આગળ લંબાઈ છે. વાલેરીની શુદ્ધ કવિતાની અને પછી પાબ્લોની અશુદ્ધ કવિતાની વિભાવનાઓનો પુરસ્કાર નવી કવિતાએ કર્યો છે. વસ્તુ અને આકાર પરત્વેના અભિગમો પણ નવી કવિતામાં પ્રગટ થયા છે. સપાટી પરના પોલા યથાર્થને બદલે નવી કવિતાએ અસ્તિત્વના મૂળ કેન્દ્ર સુધીના કઠોર-નક્કર યથાર્થનું ઘનરૂપ પ્રગટ કરી આપ્યું છે.

ગાંધીયુગ સુધીની ગુજરાતી ભાષાના idiomને પણ બદલી શકવાનું ઘણું મોટું સાહસ નવી કવિતા કરી શકી છે.

ને તે છતાં આ પચીસ વર્ષને ટીંએ બેસીને નહિ, પણ સોયને નાકે, અટકીને એમ થાય છે કે આપણી પ્રજા પાસે એકકેય 'બહુ મોટો' કવિ નથી. એમ પણ થાય છે કે હવે કાવ્યાનુભવની monotony અને બદ્ધતા ગૂંગળાવે છે. એઝરા પાઉન્ડનાં કેટલાંક dontsનાં સૂત્રો હવે આપણા કવિઓ પાસે મૂકવાં જોઈએ એમ લાગે છે.

આ જૂનાં ખખડાટવાળાં મશીનોની જગ્યાએ નવી જ સંવેદનાનું આહ્વાન ઝીલી શકે તેવા, મૅથેમૅટિકલ સિમ્બૉલિઝમથી દૂર, unrealized metaphorsથી દૂર, સાહિત્યિક અર્થોના શબ્દ અને વ્યાકરણના આંકડાશાસ્ત્રીય ટેબલોથી દૂર, verbal mathematicsથી દૂર, વિ-વસ્તુ અને મૂર્ત કલાઓના આટાપાટાથી દૂર, કૉમ્પ્યુટરો અને spaceથી પણ હવે દૂર, Hi-Fi સંસ્કૃતિ અને musical jugglcryથી પણ દૂર—એવા દૂરાતિદૂરના કવિની પ્રતીક્ષા હવે ગુજરાતી કવિતા કરે છે.

પણ જે કાંઈ છે તે ગુજરાતી પ્રજાના હાથમાં સગૌરવ મૂકવા જેવું છે. વળી ભારતના અન્ય કેટલાયે પ્રાન્તોની ભાષાની કવિતા કરતાં ગુજરાતી કવિતાને પોતીકી સબળ identity છે તેમ સાનંદ ઉલ્લેખનીય છે.

સ્વાતંત્ર્યોત્તર કવિતાનો આ સંચય તૈયાર કરવા મને વિશ્વમાનવ સંસ્કાર શિક્ષણ ટ્રસ્ટ વતી નિમંત્રણ આપવા માટે મુ. શ્રી ભોગીલાલભાઈ ગાંધીનો હું હૃદયપૂર્વક આભારી છું: એ નિમિત્તે ભાઈ પ્રકાશ શાહ અને પ્રા. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ—બંને મિત્રોને પ્રેમપૂર્વક યાદ કરું છું. મુ. શ્રી ભોગીલાલભાઈની અને મારી વિનંતીનો સ્વીકાર કરી વિદ્વત્તાપૂર્ણ પ્રવેશક લખી આપવા માટે પૂજ્ય દાદાનો—રામપ્રસાદ બક્ષીનો કૃતજ્ઞતાપૂર્વક આભારી છું. આ આનંદયાત્રાના સહુ કવિઓનો ય ઋણી છું.

બાપુ તો સ્વતંત્રતા, ફૂલો, ચકલીઓ, ટાવરના ઘંટારવો, તમે, શબ્દો... આજે કોનો કોનો આભાર ન માનું?

તા. ૫-૩-'૭૩
૧૪૫/ડી, બીજે માળે
અનુપમાનિવાસ, એસ.વી. રોડ,
વિલેપાર્લે (વેસ્ટ) મુંબઈ-૫૬ એ.એસ.

# પ્રવેશક | રામપ્રસાદ બક્ષી

## (૧)

સંવેદનશીલ માનવહૃદયની ભાવમય અનુભૂતિની વાણીમાં અભિવ્યક્તિ પ્રાચીન કાળથી—માનવને વાણી સાંપડી ત્યારથી—કવિતામાં થઈ છે. હૃદયના ભાવ-ઉદ્રેકને ઝીલનારો અને વ્યક્ત કરનારો એ આદ્ય વાઙ્મય-પ્રકાર છે. એ અનુભૂતિ દૃશ્ય કે ઇન્દ્રિયગ્રાહ્ય બાહ્ય વિષયોની અર્થાત્ ગીતાના શબ્દોમાં સુખદુઃખદાયક માત્રાસ્પર્શોની હોય, કે એ માત્રાસ્પર્શોએ જન્માવેલાં આન્તર અમૂર્ત ભાવસંવેદનોની હોય, એ ભાવસંવેદનોના સહચારી વિચારસંતાનની હોય કે બુદ્ધિએ પ્રેરેલા વિચારપ્રવાહની સહચારી ભાવસંવેદનોની અનુભૂતિ હોય, પણ જ્યાં ભાવનો હૃદયમાંથી ઊછળીને પ્રકટ થવા મથતો ઉદ્રેક હોય ત્યાં કવિતા એની અભિવ્યક્તિના પ્રકાર તરીકે આવીને ઊભી રહે છે.

ભાવની આ કવિતામય અભિવ્યક્તિના subjective અને objective એવા ભેદ કલ્પવા એ સર્વથા શક્ય નથી, ઉચિત નથી. કવિતારૂપે વ્યક્ત થતું સંવેદન આન્તરનિમિત્તે જન્માવેલું હોય, બાહ્યનિમિત્તે ઉદ્ભવાવેલું

હોય, એ સંવેદન કવિનું આત્મીય સંવેદન છે. આ subjective અને objective એવી પાશ્ચાત્ય ભેદકલ્પના માટે આપણા પુરોગામી પંડિતોએ સ્વીકારેલી અને પ્રચારમાં મૂકેલી પર્યાયયોજના તો વળી એ ભેદકલ્પનાથી પણ વિશેષ અનુચિત છે, અયથાર્થ છે. એ પંડિતોએ subjective માટે આત્મલક્ષી અને objective માટે પરલક્ષી એવા પર્યાયો યોજીને વહેતા કર્યા હતા. કવિતાના ક્ષેત્રમાં objective એટલે બાહ્ય પદાર્થોનું કે માનવ વ્યક્તિનું, દૃશ્ય જગતનું કે એ જગતમાં બનતી ઘટનાઓનું, આત્મસંસ્પર્શ વિનાનું યથાવત્ નિરૂપણ એવો અર્થ હોય, તોપણ તેને પરવિષયક કહેવામાં યથાર્થતા આવે એટલી યથાર્થતા એને પરલક્ષી કહેવામાં નથી. અને subjective એટલે કવિતાની પોતાની—વૈયક્તિક—દૃષ્ટિનું, બાહ્યપદાર્થના કવિએ કરેલા દર્શનનું અને એના કવિચિત્તમાં ઘડાતા આકારનું પ્રકટીકરણ એવો અર્થ હોય, તો એને માટે આત્મલક્ષી શબ્દના કરતાં વધારે યથાર્થતા આત્મ-વિષયક—અથવા તો, વિશેષતઃ, આત્મસંવેદનમય એ શબ્દમાં છે. subjective અને objective એ ભેદને માટે યોજાયેલા ગુજરાતી પર્યાયોની પરીક્ષા બાજુએ મૂકીને એ ભેદ-કલ્પનાનો જ વિચાર કરીએ તો જણાય છે કે કવિ જેને કાવ્યમય અભિવ્યક્તિ અર્પે છે એ, ભલે બાહ્ય જગતનું હોય તો પણ કવિનું પોતાનું દર્શન છે, કવિનું પોતાનું સંવેદન છે—પછી ભલે એ સંવેદનનો વિષય આન્તર હોય કે બાહ્ય હોય. અર્થાત્ કવિતા કવિના સંવેદનની વાઙ્મય અભિવ્યક્તિ છે, કવિતા સ્વસંવેદનને વ્યક્ત કરે છે. હા, કવિતાનો વિષય જ કોઈ અન્ય માનવનું સંવેદન હોય તો તેને પરસંવેદન-જન્ય કે પરસંવેદનાત્મક કહીએ તો ચાલે. પણ એમાં પણ થોડુંક અનૌચિત્ય પ્રવેશી જાય, કારણ કે કવિને જે દૃશ્ય છે, ઇન્દ્રિયગ્રાહ્ય છે, બુદ્ધિગમ્ય છે, તે એ અપરવ્યક્તિનો વ્યવહાર; એ વ્યવહારમાં પ્રતીત થતો, દૈહિક ચેષ્ટા-ઓમાં કે વાણીમાં પ્રકટ થતો, એ વ્યક્તિનો પ્રતિભાવ એ વ્યક્તિના હૃદયમાં પ્રવેશી શકતો નથી એટલે કવિ જે જોઈજાણી શકે તે. પણ કવિના અનુ-ભવથી, કવિના આન્તર દર્શનથી, કવિના ભાવસંસ્કારથી, રંગાય. અને એમ હોય તો કવિતા કવિના હૃદયમાંથી એના સંવેદનથી રંગાઈને વ્યક્ત થતી હોઈને એ subjective બને છે.

જ્યાં કવિ પોતે સ્વમુખે કંઈ કહેતો ન હોય, પોતે યોજેલાં પાત્રોને જ પોતાનું કહેવાનું કહેવા દેતો હોય, એવી નાટ્યકૃતિમાં પણ કવિ એ પાત્રોના પોતે જોયેલા, કે ન જોયેલા પણ ઇતિહાસાદિથી જાણેલા, વ્યવહારનું

'અનુકરણ' કરે, પોતે સાંભળેલા, કે ન સાંભળ્યા હોય પણ વાંચ્યા હોય એવા, એ પાત્રોના ઉદ્ગારોને વાણીમાં રજૂ કરે, ત્યારે એમાં કવિની મનોદૃષ્ટિ, કવિની સંસ્કારસંપત્તિ, કવિની સંવેદના, પ્રવેશતી સર્વથા રોકી શકાતી નથી. આથી નાટ્યકૃતિને અંગે જ્યારે 'અનુકરણ' શબ્દનો ઉપયોગ થાય ત્યારે એનો 'અનુસર્જન' એવો અર્થ કરવો યોગ્ય બને છે.

અથવા જેને સર્જક કહેવામાં આવે છે એ કવિ, શ્રીમતી સુઝાન લેંગરની પ્રસિદ્ધ ઉક્તિ પ્રમાણે, ભાવમય પ્રતિ-વિશ્વનું સર્જન કરે છે.

## (૨)

કવિતાના આ સર્જનવ્યાપારની યાત્રા, પ્રાચીન સમયથી આજ સુધીની, ઘણી લાંબી છે. કવિતાનો સર્વ પ્રથમ આવિર્ભાવ માનવનાં નિજ સંવેદનોની અભિવ્યક્તિ રૂપે થયો હશે. એ સંવેદનો પ્રત્યક્ષ જગતના ઇન્દ્રિયજન્ય ગ્રહણમાંથી ઉદ્ભવતાં સંવેદનો હોય કે એના ચિત્તગૃહીત અને ચિત્તસંભૃત અનુભવ-સંસ્કારોમાંથી જન્મતાં સંવેદનો હોય. અર્થાત્ માનવની પ્રથમ કવિતા એ સ્વસંવેદનાત્મક, જેને ઊર્મિકાવ્ય કહેવામાં આવે છે એવી, રચના હોવાનો સંભવ છે. માનવજીવન સ્થળકાળમાં વિસ્તરતું ગયું, સમૃદ્ધ બનતું ગયું તેમ તેમ કવિહૃદયને ભાવસંવેદનની વિશાળતર ભૂમિકા સાંપડતી ગઈ. પૂર્વઘટના કે પૂર્વવૃત્ત, ઇતિહાસ પુરાણાદિએ સંગ્રહેલો માનવનો સ્મૃતિ-સંભાર એને વિષય બનાવતી કવિતાને પરસંવેદનાત્મક કવિતા કહેવી હોય તો કહી શકાય. જોકે એ પણ કવિના નિજ સંવેદનથી રંગાઈને આવે તો ખરી, એટલે એને પરસંવેદનાત્મક નહિ પણ, અગાઉ સૂચવ્યું છે તેમ, પરસંવેદનજન્ય વા પરસંવેદનમૂલક કવિતા કહેવી ઉચિત થશે.

આવી પરસંવેદનમૂલક કવિતાના મુખ્ય પ્રસિદ્ધ પ્રકારો છે રામાયણ મહાભારત જેવાં epics, ઇતિહાસકાવ્યો કે 'વીરકાવ્યો'; અને રઘુવંશાદિ મહાકાવ્યો.

પરસંવેદનમૂલક કાવ્યનો બીજો પ્રકાર છે નાટક, જેમાં કવિ નહિ પણ પાત્રો જ, કે પાત્રમુખે કવિ, સંવેદનો રજૂ કરે છે.

આપણે ભારતની વાત કરીએ તો ભારતની આદિતમ કાવ્યસંપત્તિ તે ઋગ્વેદ. એમાં દેવરૂપે માનેલાં સૃષ્ટિનાં પ્રમુખ પ્રભાવક તત્ત્વો વિશેનાં સૂક્તો છે, પણ દેવવિષયક નહિ માનવના જીવનને, માનવની સામાજિક

કે જાગતિક પરિસ્થિતિને અને એણે જન્માવેલાં સંવેદનોને વિષમ બનાવતાં થોડાંક સૂક્તો છે, જેને ભાવસૂક્તો કહેવામાં આવે છે. એમાંનાં થોડાંક આવાં સ્વસંવેદનમય છે, અને ભાવસૂક્ત નામ જેને આપવામાં આવ્યું નથી એવાં પણ અન્ય સ્વસંવેદનમય સૂક્તો છે. જો ઋગ્વેદમાંની આવી કવિતા તે આપણી પ્રથમ કવિતા છે, તો તે આપણી પ્રથમ કવિતા આજે જેને ઊર્મિકાવ્ય કહીએ છીએ, જેને યથાર્થતઃ ભાવકાવ્ય[1] કહેવી જોઈએ, એવી કવિતા છે. આપણી પ્રાચીન કે મધ્યયુગીન ગુજરાતી કવિતા મુખ્યત્વે ભક્તિભાવની કવિતા હતી, પુરાણ-ઇતિહાસમાંથી લીધેલા વિષયોની આખ્યાન કવિતા હતી, પણ એમાં પણ ઊર્મિકાવ્ય કે ભાવ-કાવ્યના પ્રકારની કવિતા અહીંતહીં મળી આવે છે.

પરંતુ ઊર્મિકવિતાનો આપણો, તદનુગામી, વિશાળ ફાલ પાશ્ચાત્ય પ્રેરણાને આભારી છે. પાશ્ચાત્ય કાવ્યના વિચારકોએ ઊર્મિકાવ્યનો—lyricનો, narrative અને dramatic કવિતાથી અલગ એવો,—પ્રકારસ્વીકાર કર્યો હતો. એ પાશ્ચાત્ય lyricના પરિચયમાંથી અને પરિશીલનમાંથી ઊર્મિ-કાવ્યો રચવાની પ્રેરણા આપણા કવિઓને મળી હતી.

## (૩)

એ આપણા પ્રથમ ઊર્મિકાવ્યના સર્જનારાઓની ભાવાનુભૂતિ આજથી જુદી હતી; અલબત્ત આજે પ્રણયોર્મિનાં કાવ્યો છે તેવાં ત્યારે પણ હતાં, અને કવિ પોતાની, અને પોતાની પ્રિયતમાની, પ્રણયકવિતા રાધાકૃષ્ણની ઓથ લીધા વગર રચતો થયો હતો. પણ એ શાશ્વત રતિભાવને બાદ કરતાં, એ પુરોગામી કવિનું ભાવસંવેદન અદ્યતન કવિથી જુદા પ્રકારનું તો હતું. એને માનવમાં, માનવસમાજમાં, અને માનવના ભાગ્યના અધિષ્ઠાતા ઈશ્વરમાં શ્રદ્ધા હતી. એનું લક્ષ પાશ્ચાત્યોએ કહેલી the true, the good, the beautiful[2] એ ત્રિપુટી ઉપર હતું. એનું ભાવસંવેદન ભારતના સમાજની,

---

૧. ઊર્મિકાવ્ય નામકરણમાં અવ્યાપ્તિદોષ આવી જાય છે, કારણ કે કવિતામાં વ્યક્ત થતાં જે ભાવસંવેદનો છે તે બધાંને ઊર્મિ ન કહી શકાય. ઊર્મિ હર્ષની હોય, પ્રેમની હોય, ઉત્સાહની હોય, પણ શોકની સંવેદનાને ઊર્મિ આપણે નથી કહેતા.

૨. આ સત્યમ્ શિવમ્ સુન્દરમ્ એ ત્રિપુટી આપણને પશ્ચિમમાંથી મળી છે. એનું, આ શબ્દત્રયીનું મૂળ ઉપનિષદોમાં હતું એમ કોઈ કહેતું હોય તો તે યથાર્થ નથી.

પરશાસનમાંથી કે સામાજિક અન્યાય કરતી રૂઢિમાંથી ઊપજતી માનવ-વ્યક્તિની કે સમાજની અવદશાની આસપાસ ફરતું હતું અને ત્યાર પછીના —અર્થાત્ જેને ગાંધીયુગ કહેવામાં આવે છે એ યુગના—કવિઓના હૃદયનો પ્રધાન વ્યાપક ભાવ હતો દેશમુક્તિની ઝંખના, સ્વાતંત્ર્યસંગ્રામનો ઉત્સાહ, અને સમાજના દીનદલિત વર્ગો પ્રત્યેની (માર્ક્સવાદના પ્રતિધ્વનિરૂપ પણ સર્વોદયભાવનાથી શુચીભૂત, દ્વેષમુક્ત, અહિંસામય એવી) અનુકમ્પા. પણ એ ગાંધીયુગના કવિઓએ પણ એવા બાહ્ય સંદર્ભથી પર એવી કેવળ સ્વસંવેદનની કવિતા ઘણી રચી છે. કવિતા કેવળ રાષ્ટ્રયજ્ઞના ફલક ઉપર વિહરતી હતી એમ કહેવું યથાર્થ ન બને; સ્વસંવેદનના ફલક ઉપર પણ એનો રોચક અને પ્રશંસાપાત્ર વિહાર હતો.

પણ એ કવિતા અને અદ્યતન કવિતા વચ્ચે, ભાવપરત્વે, જે મુખ્ય ભેદ છે તે એ છે કે એ પુરોગામી કવિતાની દૃષ્ટિ, તત્કાલીન સ્વાતંત્ર્ય-સંગ્રામમાંથી પ્રાપ્ત થનાર સુખમય, નીચ-ઉચ્ચના કે નિર્ધન-ધનિકના ભેદને લુપ્ત નહિ તો અલ્પતર બનાવનાર ઉજ્જ્વલ ભાવિ ઉપર હતી. એ પુરો-ગામીના હૃદયમાં આશાવાદની સમાધાનવૃત્તિ હતી. આ ગાંધીયુગીન કવિઓના ચિત્તમાં શોક પણ હતો, ગ્લાનિ પણ હતી, દુઃખમયતા પણ હતીઃ પણ એ ઉદ્ભવતી હતી ભૂતકાળની ઉજ્જ્વલતા આજે નથી એ વિચારમાંથી, પ્રાચીન સમૃદ્ધિનાં આજે ખંડિયેરો રહ્યાં છે એની વેદનામાંથી, કોઈ સ્વજનના મૃત્યુમાંથી; અને એ શોક, વિશ્વની અનિવાર્ય ઘટનાપ્રક્રિયાના વિચારથી, વિશ્વનિયન્તાની ઇચ્છાના અનુવર્તનની શ્રદ્ધામય વૃત્તિથી, તત્ત્વજ્ઞાનની ઊર્ધ્વ-ગામિની દૃષ્ટિથી, સહ્ય થતો મનાતો અને સમાધાનવૃત્તિમાં પરિણમતો.

## (૪)

અદ્યતન કવિ પોતાના દુઃખે દુઃખનો અનુભવ નથી કરતો પણ માનવ-સમષ્ટિનાં, કે નિજ દેશની પ્રજાનાં દુઃખોથી દ્રવિત થતો અથવા ઉગ્ર થતો જણાય છે. એને વિશ્વના મંગલકારક નિયન્તાના અસ્તિત્વની પ્રતીતિ નથી, જગતની ગતિનું નિયમન કરતા કોઈ દૈવ કે વિધિમાં શ્રદ્ધા નથી. એ શ્રદ્ધાનો લોપ યુરોપમાં ત્યાંના મહાસંગ્રામોએ કર્યો હતો; સત્તા માટે સ્પર્ધા કરતાં અને દારુણ સર્વસંહારક સંગ્રામોમાં સપડાતાં રાજ્યોએ અને સંગ્રામમાં તરુણોના જંતુમાફક થતા સંહારોએ, માનવવ્યક્તિનું મૂલ્ય

કે જાગતિક પરિસ્થિતિને અને એણે જન્માવેલાં સંવેદનોને વિષય બનાવતાં થોડાંક સૂક્તો છે, જેને ભાવસૂક્તો કહેવામાં આવે છે. એમાંનાં થોડાંક આવાં સ્વસંવેદનમય છે, અને ભાવસૂક્ત નામ જેને આપવામાં આવ્યું નથી એવાં પણ અન્ય સ્વસંવેદનમય સૂક્તો છે. જો ઋગ્વેદમાંની આવી કવિતા તે આપણી પ્રથમ કવિતા છે, તો તે આપણી પ્રથમ કવિતા આજે જેને ઊર્મિકાવ્ય કહીએ છીએ, જેને યથાર્થતઃ ભાવકાવ્ય[1] કહેવી જોઈએ, એવી કવિતા છે. આપણી પ્રાચીન કે મધ્યયુગીન ગુજરાતી કવિતા મુખ્યત્વે ભક્તિભાવની કવિતા હતી, પુરાણ-ઇતિહાસમાંથી લીધેલા વિષયોની આખ્યાન કવિતા હતી, પણ એમાં પણ ઊર્મિકાવ્ય કે ભાવ-કાવ્યના પ્રકારની કવિતા અહીંતહીં મળી આવે છે.

પરંતુ ઊર્મિકવિતાનો આપણો, તદ્દનુગામી, વિશાળ ફાલ પાશ્ચાત્ય પ્રેરણાને આભારી છે. પાશ્ચાત્ય કાવ્યના વિચારકોએ ઊર્મિકાવ્યનો— lyricનો, narrative અને dramatic કવિતાથી અલગ એવો,—પ્રકારસ્વીકાર કર્યો હતો. એ પાશ્ચાત્ય lyricના પરિચયમાંથી અને પરિશીલનમાંથી ઊર્મિ-કાવ્યો રચવાની પ્રેરણા આપણા કવિઓને મળી હતી.

## (૩)

એ આપણા પ્રથમ ઊર્મિકાવ્યના સર્જનારાઓની ભાવાનુભૂતિ આજથી જુદી હતી; અલબત્ત આજે પ્રણયોર્મિનાં કાવ્યો છે તેવાં ત્યારે પણ હતાં, અને કવિ પોતાની, અને પોતાની પ્રિયતમાની, પ્રણયકવિતા રાધાકૃષ્ણની ઓથ લીધા વગર રચતો થયો હતો. પણ એ શાશ્વત રતિભાવને બાદ કરતાં, એ પુરોગામી કવિનું ભાવસંવેદન અદ્યતન કવિથી જુદા પ્રકારનું તો હતું. એને માનવમાં, માનવસમાજમાં, અને માનવના ભાગ્યના અધિષ્ઠાતા ઈશ્વરમાં શ્રદ્ધા હતી. એનું લક્ષ પાશ્ચાત્યોએ કહેલી the true, the good, the beautiful[2] એ ત્રિપુટી ઉપર હતું. એનું ભાવસંવેદન ભારતના સમાજની,

---

૧. ઊર્મિકાવ્ય નામકરણમાં અવ્યાપ્તિદોષ આવી જાય છે, કારણ કે કવિતામાં વ્યક્ત થતાં જે ભાવસંવેદનો છે તે બધાંને ઊર્મિ ન કહી શકાય. ઊર્મિ હર્ષની હોય, પ્રેમની હોય, ઉત્સાહની હોય, પણ શોકની સંવેદનાને ઊર્મિ આપણે નથી કહેતા.

૨. આ સત્યમ્ શિવમ્ સુન્દરમ્ એ ત્રિપુટી આપણને પશ્ચિમમાંથી મળી છે. એનું, આ શબ્દત્રયીનું મૂળ ઉપનિષદોમાં હતું એમ કોઈ કહેતું હોય તો તે યથાર્થ નથી.

પરશાસનમાંથી કે સામાજિક અન્યાય કરતી રૂઢિમાંથી ઊપજતી માનવ-વ્યક્તિની કે સમાજની અવદશાની આસપાસ ફરતું હતું અને ત્યાર પછીના —અર્થાત્ જેને ગાંધીયુગ કહેવામાં આવે છે એ યુગના—કવિઓના હૃદયને પ્રધાન વ્યાપક ભાવ હતો દેશમુક્તિની ઝંખના, સ્વાતંત્ર્યસંગ્રામનો ઉત્સાહ, અને સમાજના દીનદલિત વર્ગો પ્રત્યેની (માર્ક્સવાદના પ્રતિધ્વનિરૂપ પણ સર્વોદયભાવનાથી શુચીભૂત, દ્વેષમુક્ત, અહિંસામય એવી) અનુકમ્પા. પણ એ ગાંધીયુગના કવિઓએ પણ એવા બાહ્ય સંદર્ભથી પર એવી કેવળ સ્વસંવેદનની કવિતા ઘણી રચી છે. કવિતા કેવળ રાષ્ટ્રયજ્ઞના ફલક ઉપર વિહરતી હતી એમ કહેવું યથાર્થ ન બને; સ્વસંવેદનના ફલક ઉપર પણ એનો રોચક અને પ્રશંસાપાત્ર વિહાર હતો.

પણ એ કવિતા અને અદ્યતન કવિતા વચ્ચે, ભાવપરત્વે, જે મુખ્ય ભેદ છે તે એ છે કે એ પુરોગામી કવિતાની દૃષ્ટિ, તત્કાલીન સ્વાતંત્ર્ય-સંગ્રામમાંથી પ્રાપ્ત થનાર સુખમય, નીચ-ઉચ્ચના કે નિર્ધન-ધનિકના ભેદને લુપ્ત નહિ તો અલ્પતર બનાવનાર ઉજ્જ્વલ ભાવિ ઉપર હતી. એ પુરો-ગામીના હૃદયમાં આશાવાદની સમાધાનવૃત્તિ હતી. આ ગાંધીયુગીન કવિઓના ચિત્તમાં શોક પણ હતો, ગ્લાનિ પણ હતી, દુ:ખમયતા પણ હતી: પણ એ ઉદ્ભવતી હતી ભૂતકાળની ઉજ્જ્વલતા આજે નથી એ વિચારમાંથી, પ્રાચીન સમૃદ્ધિનાં આજે ખંડિયેરો રહ્યાં છે એની વેદનામાંથી, કોઈ સ્વજનના મૃત્યુમાંથી; અને એ શોક, વિશ્વની અનિવાર્ય ઘટનાપ્રક્રિયાના વિચારથી, વિશ્વનિયન્તાની ઇચ્છાના અનુવર્તનની શ્રદ્ધામય વૃત્તિથી, તત્ત્વજ્ઞાનની ઊર્ધ્વ-ગામિની દૃષ્ટિથી, સહ્ય થતો મનાતો અને સમાધાનવૃત્તિમાં પરિણમતો.

## (૪)

અદ્યતન કવિ પોતાના દુ:ખે દુ:ખનો અનુભવ નથી કરતો પણ માનવ-સમષ્ટિનાં, કે નિજ દેશની પ્રજાનાં દુ:ખોથી દ્રવિત થતો અથવા ઉગ્ર થતો જણાય છે. એને વિશ્વના મંગલકારક નિયન્તાના અસ્તિત્વની પ્રતીતિ નથી, જગતની ગતિનું નિયમન કરતા કોઈ દૈવ કે વિધિમાં શ્રદ્ધા નથી. એ શ્રદ્ધાનો લોપ યુરોપમાં ત્યાંના મહાસંગ્રામોએ કર્યો હતો; સત્તા માટે સ્પર્ધા કરતાં અને દારુણ સર્વસંહારક સંગ્રામોમાં સપડાતાં રાજ્યોએ અને સંગ્રામમાં તરુણોના જંતુમાફક થતા સંહારોએ, માનવવ્યક્તિનું મૂલ્ય

નહિવત્ કરી દેખાડ્યું હતું; એ નશ્વરતાના દૈનિક દર્શને સનાતન મનાતાં જીવનમૂલ્યો લુપ્ત થતાં બતાવી આપ્યાં હતાં. ક્ષણભંગુર અશાશ્વત જીવનમાં અન્તર્વર્તી કોઈ શાશ્વત સત્ય રહ્યું છે એવી માન્યતાને વણસાડી હતી. આપણા અદ્યતન કવિના ચિત્તમાં યુરોપના એવા કવિઓના નિરાશામય ભાવોના પડઘા ઝિલાયા હતા.

અને સ્વાતંત્ર્ય પછી દેશમાં વ્યાપેલી રાજકીય અને સામાજિક પરિસ્થિતિએ સ્વતંત્રતા માટે સેવેલી આશાઓને વિશીર્ણ કરી ત્યારે તો, જીવનની તુચ્છતાનો, ભાવિ વિશે નિરાશાનો, આધ્યાત્મિક દૃષ્ટિના લોપનો, જે અનુભવ — વિદેશથી ઉછીનો આણ્યો કહીએ તો કહેવાય એવો હતો તે — કવિઓનો પોતાનો, પોતાના દેશે અને પોતાના સમાજે ઉપજાવેલો પ્રત્યક્ષ અનુભવ બની ગયો. જીવનમાંગલ્યની ભાવના આકાશપુષ્પ જેવી બની ગઈ, સત્યમ્‌માં કે શિવમ્‌માં કે સુન્દરમ્‌માં શ્રદ્ધા ન રહી. સર્વત્ર भद्रं भद्रं જોવા મથી રહેલો કવિ સર્વત્ર અભદ્ર જોવા લાગ્યો, સર્વત્ર સુંદર જોનારો કવિ સર્વત્ર અસુંદર જોવા લાગ્યો: વિશ્વતંત્રમાં વ્યવસ્થા મનાતી હતી તેને બદલે અવ્યવસ્થાનો અનુભવ થવા લાગ્યો. માનવની દુર્દશા નીરખતું કવિહૃદય પટુસંવેદન બની ગયું. વિશ્વના હિતમયતામાં વિશ્વાસ સેવાતો હતો તે ભ્રમ લાગ્યો. એ ભ્રમ ભાંગ્યો અને એ ભ્રમનાશમાંથી, મનને ભમાવતી, વિવિધ ભ્રમણાઓ જન્મી.

અને સર્વત્ર દંભ પ્રવર્તી રહ્યો છે એવું સમજીને એ કવિ દંભના એ આવરણને ચીરવા લાગ્યો, નગ્ન જુગુપ્સિત સત્યને નીરખવા અને નિરખાવવા લાગ્યો. સમાજમાં એની દૃષ્ટિએ વાસ્તવિકતાને આવરતો પડદો દેખાયો અને એ પડદાને ચીરવો એ એણે પોતાનું કર્તવ્ય માન્યું. માનવમાં અને સર્વપ્રાણીઓમાં સ્વયં પ્રકૃતિજનનીએ, વંશનો ઉચ્છેદ ન થાય એ અર્થે જે કામવાસના, જે રતિ, રોપી છે એ કામવાસનાની તૃપ્તિની અને રતિના આનંદની, સર્વને — સાચું કહેવામાં આવે તો — અનુકૂળ અને આહ્લાદજનક એવી, સ્વયંભૂ સર્વગત વૃત્તિના સંતર્પણના દૈહિક વ્યવહારમાં વિવેક-મર્યાદા-સંયમ જેવા જે અવરોધો સમાજે મૂક્યા છે તેનો અનાદર કરવાની રીત અત્રતત્ર કવિતામાં પ્રવેશી. જે જાતીય સુખાનુભવમાં અશ્લીલતા સ્વતઃ પ્રવેશતી નથી એના નિરૂપણમાં, વર્ણનમાં કે કથનમાં જુગુપ્સાને પ્રવેશવા દીધી. અને જે માત્ર નિરૂપણની અકલાત્મકતામાંથી, કલાના તિરોધાનધર્મની ઉપેક્ષામાંથી, ઉદ્‌ભવતી જુગુપ્સા હોય તેને અશ્લીલતા માનીને અરુચિ

દર્શાવનારા વાચકવર્ગની ઉપેક્ષા, અને જુગુપ્સાનિવારક કલાત્મકતાની અવગણના કોઈ કોઈ તરુણ કવિઓમાં વ્યાપક બની.

ચિત્તની અસંપ્રજ્ઞાત, unconscious, ભૂમિકામાં દૂબી દટાઈ રહેલા પ્રાક્તન સંસ્કારોનો — મુખ્યતઃ કામવૃત્તિ સંલગ્નસંસ્કારોનો — માનવના વર્તનમાં પ્રબળ પ્રભાવ જોનાર, એ પ્રભાવનાં પ્રતિકૂલ પરિણામોના ઉપાય તરીકે એ અસંપ્રજ્ઞાત માનસના વિશ્લેષણની પદ્ધતિ પ્રબોધનાર નવા માનસ "શાસ્ત્ર"ને મળેલી પ્રતિષ્ઠા આ વિચારપ્રવાહના મૂળમાં છે.

એ અસંપ્રજ્ઞાત મનોભૂમિકાના "સિદ્ધાંત"માંથી surrealist કવિતાનો ઉદય થયો: ચિત્તનિગૂઢસંસ્કારો જે ક્રમમાં અને જે પરસ્પર સહચારમાં સ્વપ્નગત અનુભવમાં પ્રવૃત્ત થતા હોય એ ક્રમમાં અને સહચારમાં પ્રતીકાત્મક રીતે નિરૂપતી આ કવિતારીતિ, ફ્રાન્સમાં ઉદય પામીને, આપણા કોઈ કોઈ કવિની કવિતામાં આવી છે. એમાં સિતાંશુ મહેતાની કવિતા આગળ તરી આવે છે.

## (૬)

સમાજતંત્રના પ્રદેશમાં ચિરકાળથી ચાલતા આવેલા અનેક અભિગમોની પ્રતિષ્ઠાને પડકારનારી અદ્યતન કવિતા વાણીના આડંબરથી પણ વિમુખ બની છે; સાદા પરિચિત શબ્દોની અતિવપરાશથી ઘસાઈ ગયેલી, ક્ષીણ થયેલી, અર્થસમર્પણશક્તિને તેજીલી અને પ્રબળ બનાવવા લાગી છે; અને વાણીની અર્થસમર્પણમાં અપર્યાપ્તિ પારખીને એને પર્યાપ્ત કરવા માટે પ્રતીકોની વિપુલ સહાયતા લેવા લાગી છે.

આપણાં પ્રાચીન શાસ્ત્રોએ શબ્દની ત્રણ શક્તિઓ પારખી હતી: અભિધા, લક્ષણા અને વ્યંજના. અભિધાશક્તિથી શબ્દનો જે વાચ્યાર્થ થતો હોય તે કુંઠિત બને ત્યારે લક્ષણાશક્તિ આવીને એના અર્થને સમૃદ્ધ કરે, અને વ્યંજનાશક્તિ શબ્દના અર્થવિસ્તારનો એના વાચ્યાર્થથી અધિકતર એવો વ્યાપ વધારે, અદ્યતન કવિતાનાં પ્રતીકોમાં, તેમ જ synesthesia અર્થાત્ ઇન્દ્રિયવિપર્યયમાં, લક્ષણાશક્તિની પ્રવૃત્તિ થાય છે અને (સપ્રયોજના) લક્ષણાની સાથે વ્યંજના પણ પ્રવૃત્ત થાય છે. જેને શબ્દનો વાચ્યાર્થ પહોંચી ન શકે, અથવા જેની અભિવ્યક્તિનો વાચક શબ્દ લભ્ય ન હોય, ત્યારે પ્રતીકની સહાયતા લેવાની આ રીતિ પુરાણી છે. આજે

એ રીતિનો ઉપયોગ વધ્યો છે. કવિતામાં પ્રતીકોની બહુલતા અને સંકુલતા પણ પ્રવેશી છે. પુરોગામી યુગની કવિતા પણ પ્રતીકોનો ઉપયોગ કરતી, અલંકારના પ્રદેશમાં પણ પ્રતીકયોજના આવતી, પણ એ પ્રતીકોમાંથી એક સુસંબદ્ધ અખંડ, માનસગત, ચિત્ર આલેખાતું. આજની કવિતા કડીએ કડીએ અવનવાં, ભિન્ન ભિન્ન અને પૂર્વાપર સંબંધ વિનાનાં અનેક પ્રતીકોનો ઉપયોગ કરે છે. આખા કાવ્યમાં આ પ્રતીકોમાંથી એક સુસંબદ્ધ સમગ્ર મનોદશ્ય ચિત્ર નીપજતું નથી, આથી કાવ્યમાં unity જળવાતી નથી એવો આક્ષેપ આ નવી કવિતા ઉપર કરવામાં આવે છે. આ આક્ષેપના જવાબમાં એમ કહી શકાય કે આવી કવિતામાં માનસચિત્રોની એકતા, અખંડતા, સમગ્રતા ભલે ન સધાય પણ ભાવાનુભૂતિની એકતા સધાય છે: એક પંક્તિમાં કે કડીમાં પ્રયોજાયેલા પ્રતીકથી અસંબદ્ધ એવા પ્રકારનું પ્રતીક તે પછીની પંક્તિમાં કે કડીમાં યોજવામાં આવે ત્યારે, પ્રથમ પ્રતીકે વાચકના ચિત્તમાં જે ભાવસંસ્કાર જગાડ્યો હોય તે જ ભાવનું, પછીથી આવતા ભિન્ન પ્રકારના પ્રતીકથી, પરિપોષણ થાય છે. આમ, પ્રતીકોમાંથી એક સમગ્ર સુઘટિત માનસચિત્ર પ્રકટ ન થતું હોય તોપણ ભાવનું—એક જ ભાવનું—સમર્પણ અને પરિપોષણ થાય છે એટલે, માનસચિત્રમય એકતા ન જળવાતી હોય તોપણ, ભાવાનુભૂતિની એકતા જળવાય છે.

આવું ગઝલમાં પણ બને છે: પ્રત્યેક શેરમાં રદીફકાફિયાનો મેળ જાળવવાની જવાબદારી સ્વીકારતા શાયરને, એથી પ્રાપ્ત થતા બંધનની સાથોસાથ, શેરે શેરે નવી દલીલ, નવી ભાવસામગ્રી, નવી કલ્પના માટે, કવિસમયસંમત, અવકાશ સાંપડે છે.

## (૭)

પંડિત જગન્નાથે रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् એવું કાવ્યનું લક્ષણ આપીને કાવ્યમાં શબ્દનો મહિમા વધાર્યો, અને કાવ્યોચિત રમણીય અર્થનું, અર્થાત્ ચમત્કારક અર્થનું, પ્રતિપાદન કરવાનું કર્તવ્ય શબ્દને સોંપ્યું, એવું સામર્થ્ય શબ્દનું સ્વીકાર્યું. અદ્યતન કવિ પણ કાવ્યમાં શબ્દનો મહિમા માને છે, પ્રસ્તુત, પ્રત્યગ્ર, વક્તવ્યના વાચક શબ્દના સાયુજ્યમાં અપ્રસ્તુત પ્રાક્તન અનુભવસંસ્કારનો દ્યોતક શબ્દ મૂકીને લક્ષણાવ્યાપાર દ્વારા અર્થની સમૃદ્ધિ સાધે છે; પણ એ કાવ્યશબ્દને પદ્યરચના જેવા બહિરંગનો સહકાર આપવાની આવશ્યકતા જોતો નથી,

અનિવાર્યતા સ્વીકારતો નથી. એથી, જ્યાં કાવ્યતત્ત્વ ન હોય તેવી ગેય-અગેય પદ્યરચનામાં કાવ્યત્વ માની લેવાના ભ્રમનો અવકાશ રહેતો નથી. પદ્યરચના નથી એથી કાવ્ય નથી એમ માની લેનારા કોઈક હોય ખરા, કાવ્યના આત્માને અને અંતરંગને બદલે એના પદ્યાત્મક દેહની શ્રવણ-મંજુલ પદાવલિથી કે એની સ્વરલીલાત્મક રાગાવલિથી મુગ્ધ થઈને, જે કૃતિમાં કાવ્યત્વ ન હોય કે ન્યૂન હોય એવી કૃતિને પણ કાવ્ય માનવાની ભૂલ કરનારા એવા વાચક કે શ્રોતાઓમાં કોઈક વાર કોઈ વિદ્વાન પણ ખેંચાઈ જાય છે. આજની કવિતાનો એ ઉપકાર છે કે એવી ભ્રામક દેહલીલા સાથે એ આવતી નથી. ઊલટું એ કવિતાનું ભયસ્થાન એ છે કે એનામાં કાવ્યત્વ હોય તોપણ અણપ્રીછ્યું રહી જાય.

પરંતુ પદ્યમય દેહનો અનાદર આજની બધી કવિતામાં આગ્રહપૂર્વક થાય છે એમ નથી. ભાવની અભિવ્યક્તિ કરવાનું મુખ્ય અને બલિષ્ઠ સાધન છે એ ભાવને અનુરૂપ લય. અદ્યતન કવિતા પણ ભાવ હોય ત્યાં લયવાહી બને છે, અને જો ભાવની ભરતી હોય ત્યાં ગેય-રચનામાં, ગીતમાં, વહે છે. એટલે આજની કવિતા બહુધા અચ્છાન્દસ છે, અને યથાયોગ્ય ગેયસ્વરૂપનો આશ્રય પણ લે છે. પણ એ ગેયતાની દાસી બનતી નથી. બળવંતરાય ઠાકોર "દાસ્યથી ગીતકલાના કાવ્યમુક્તિનો મક્ત વકીલ" બન્યા હતા. આજના કાવ્યે ગીતકલાના દાસ્યથી, ઉપરાંત પદ્યરચનાના દાસ્યથી પણ, મુક્તિ મેળવી છે. સ્વાતંત્ર્યોત્તર કવિતાએ આ ઉભય પ્રકારના દાસ્યથી સ્વાતંત્ર્ય મેળવ્યું છે. ચમત્કાર કાવ્યની દેહશોભાથી નહિ, તેમ માત્ર ભાવમયતાથી નહિ, પણ એ ભાવને અર્થની, શાબ્દિક અભિવ્યક્તિથી સાધવાની રીત અપનાવી છે, તેમાં છે.

## (૮)

અદ્યતન કવિતા પરત્વે એક પ્રશ્ન એ ઉઠાવવામાં આવે છે કે રસ-સિદ્ધાન્તનો માનદંડ એને લાગુ પાડી શકાય એમ છે કે નહિ? એમાં, સ્વીકૃત રસમાંથી, કોઈ એક રસની નિષ્પત્તિ થતી જોઈ શકાય ખરી? પણ આ પ્રશ્ન ઉઠાવવો જરૂરી નથી, કારણ કે કાવ્ય એટલે રસાત્મક વાક્ય એ સાહિત્યદર્પણગત લક્ષણ જગન્નાથે કહ્યું જ છે કે "यत्तु रसवदेव काव्यम् इति साहित्यदर्पणे निर्णीतम् तद् न। ઉપરાંત સ્વીકૃત આઠ કે નવ પ્રકારના રસોમાંથી કોઈ એક રસ કાવ્યમાં હોવો જોઈએ એવું પણ માનવું યોગ્ય

નથી. વસ્તુત: આનંદાત્મક પરમરસ તો પરબ્રહ્મ જેવો એક જ છે; જે આઠ કે નવ, ભિન્ન ભિન્ન નામવાળા, રસપ્રકાર ગણવામાં આવ્યા છે તે બધા એ પરમરસના વિવર્તો છે; અને એ આનંદાત્મક — કોઈ પણ નામચિઠ્ઠી વિનાનો — પરમરસ પ્રતીત થાય તો બસ થાય. અને રસની નિષ્પત્તિ ન થતી હોય, માત્ર ભાવની અનુભૂતિ થતી હોય, તેથી કાવ્યનું કાવ્યત્વ જતું નથી.

શૃંગારપ્રકાશના રચનાર ભોજે તો કહ્યું છે કે ખરો રસ એક જ છે, શૃંગાર; પણ તે આઠ કે નવ પ્રકારોમાંનો એક પ્રકાર શૃંગાર છે તે નહિ. ભોજનો આ સર્વરસોનો અધિષ્ઠાનભૂત શૃંગાર તે તો અહંકારશૃંગાર, અથવા અભિમાનશૃંગાર છે, અને એ ખરો રસ અતીન્દ્રિય પરમ આનંદના સ્વરૂપનો છે. અહંકાર એટલે આત્માનો પોતા પ્રત્યેનો પ્રેમ, આત્માનુરાગ. મને લાગે છે ભોજના આ મંતવ્યને આજનો કવિ સાનંદ સ્વીકારી લે.

## (૯)

પોતાના હૃદયના ભાવોને કવિતામાં વહેવડાવતા કવિનો સમાજ પ્રત્યે કોઈ પ્રકારનો ધર્મ છે કે નહિ? વાચકસમુદાયને કાવ્યમાંના ભાવસંભારથી અને પ્રતીકાદિમાં પરિણમતા કલ્પના-વ્યાપારથી રમણીયતાનો અને આહ્‌લાદનો આસ્વાદ કરાવવા ઉપરાંત — એ દ્વારા વાચકની ચિત્તપ્રવૃત્તિનો વિસ્તાર કરવા ઉપરાંત — કવિતાનો કોઈ વિશેષ ઉદ્દેશ હોવો જોઈએ કે નહિ? એવા પ્રશ્નોનો જવાબ કવિ નકારમાં આપે એવો કંઈક કવિસમય-સ્વીકાર ઉદ્‌ભવ્યો છે — કદાચ પશ્ચિમમાંથી આવ્યો છે. તુલસીદાસના શબ્દોમાં સ્વાન્ત: સુખાય, કે પછી પોતાના હૃદયમાં જન્મતી હૃદયને ભીંસતી અને હૃદયમાંથી ઊભરાઈ જતી ભાવની ઊર્મિઓને, અથવા એવા વિચારતરંગોને વાણીરૂપે — કાવ્યરૂપે વહેવા દેવા માટે, કાવ્યસર્જનમાં પ્રવૃત્ત થતા કવિને શિર એવું કર્તવ્ય અનિવાર્યપણે આવે છે એમ તો કોઈ ન કહે. કોઈ પણ પ્રકારનો પ્રચાર કે ઉપદેશ કવિ સીધી રીતે ન જ કરે એ તો કવિતા માટે આવશ્યક છે. પરંતુ વિચારવાનું એ છે કે કવિ જે ભાવ વ્યક્ત કરે છે તે એના જીવનના, જગતના સમાજના માનવવ્યક્તિના કે પ્રકૃતિના અનુભવના પ્રતિભાવરૂપ હોય છે; તો પોતાના એ કાવ્યનિવિષ્ટ પ્રતિભાવ વાચકમાં એવા પ્રતિભાવ ઉપજાવે તેને કવિ રોકી શકે ખરો? કોઈ વાર એવો પ્રશ્ન પણ કરવામાં આવે છે કે કવિતારચના કેવળ સ્વાન્ત: સુખાય હોય, કવિના

માનસ-સરને પૂરથી ભરી દેતા અને પીડતા ભાવોના પરીવાહરૂપ* હોય, તો કવિ પોતાની કૃતિને મુદ્રિત કરીને સમાજ સમક્ષ પ્રકટ કરે છે શા માટે? પરંતુ એના વિવિધ ઉત્તરો શક્ય છે. એ પ્રકટન કરવામાં એનો ઉદ્દેશ વાચકને ભાવાસ્વાદન કરાવવાનો હોય, પોતાની કવિ તરીકે પ્રસિદ્ધિ અને પ્રતિષ્ઠા થાય એવો હોય, માત્ર (જેમ કાવ્યનિર્માણમાં તેમ કાવ્યપ્રકાશનમાં પણ) આત્મસંતોષનો હોય. મમ્મટે અનેક કાવ્યપ્રયોજનો ગણાવ્યાં છે, તેમાંના સકલ પ્રયોજનોના શિરોમણિભૂત सद्यः परनिर्वृतये એ પ્રયોજન ઉપરાંત, अर्थकृते, व्यवहारविदे, शिवेतरक्षतये એ પ્રયોજનોનો અસ્વીકાર થાય તો પણ, यशसे અને कान्तासंमिततया परोपदेशयुजे એ પ્રયોજનોનો ઇનકાર પ્રતીતિજનક અને સ્વીકાર્ય બને કે ન બને. આ છેલ્લા કહેલા પ્રયોજનકથનમાંનું कान्तासंमिततया એ પદ મહત્ત્વનું છે: કાન્તાની માફક કવિતા પણ પ્રથમ રીઝવે અને રીઝવતાં રીઝવતાં મધુર મનોહર કર્ણેજપ જેવી મન્દ વાણીમાં કંઈક સૂચનો, કંઈક ઉપદેશ કરી દે. અને માનો કે કવિનો ઉદ્દેશ કવિતા પાસે એવું કાન્તાસંમિત કાર્ય કરાવવાનો પણ ન હોય, તોપણ પોતાની એ નિરુદ્દેશ પ્રવૃત્તિથી પણ સ્વયમેવ એ ઉદ્દેશ સધાઈ જતો હોય તો એને એ રોકી ન શકે.

## (૧૦)

સ્વાતંત્ર્યોત્તર કવિતાના આ સંચયનનો ઉદ્દેશ, હું માનું છું તે પ્રમાણે, કાવ્યરસિક જનતાને એ નવી કવિતાને અભિમુખ કરવાનો છે, આ સ્વાદુ છે, આ મધુર છે, એ આસ્વાદો એમ કહીને કે સૂચવીને જનતાને નવી કવિતામાં રસ લેતી કરવાનો છે. એટલે જેમ ભોજન પીરસનાર, તેમ આ કાવ્યવાની પીરસનાર, પોતાને જે મિષ્ટ લાગી હોય અને જે મિષ્ટ મનાતી હોય એવી વાનીઓ પીરસે એ અનુરૂપ છે અને અનુમોદનીય પણ છે. એવું પણ માની શકાય કે આ મોટો થાળ અનેક વાનગીઓથી ભરેલો જનતા સમક્ષ મૂક્યો છે એમાંથી જેને જે ભાવે તે આસ્વાદે અને માણે એવો હેતુ સંપાદકનો હોય.

આમ, સંપાદક વાનગીઓ જોઈ-તપાસી-ચૂંટીને પીરસતા હોય, અને

* બાલભારતની પંક્તિ છે: पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया; પાણીનાં પૂર તળાવને પીડે, તો એને છલકાઈને વહી જવા દેવાં એ ઉપાય છે.

એમાંથી પણ આસ્વાદક પોતાની રુચિ અનુસાર આસ્વાદન કરે એવી એમની નેમ હોય, તો એમાં એ વાતનું સૂચન થઈ જાય કે જે સામટો કવિતાફાલ આજે બહાર પડે છે તે બધો પીરસવા જેવો ન હોય કે આસ્વાદકને રુચિકર બને એવો ન હોય. એવું સૂચન થઈ જતું હોય તો તેમાં કંઈ દોષ નથી.

આ સંગ્રહ સ્વાતંત્ર્યોત્તર કવિતાનો છે, સ્વાતંત્ર્યોત્તર કવિપદ પામેલા કવિઓની જ કવિતાનો નથી. કવિ ભલે સમયક્રમે સ્વાતંત્ર્યપ્રાપ્તિથી પૂર્વનો હોય, પણ એની કાવ્યકૃતિ સ્વાતંત્ર્યોત્તર હોય કે સ્વાતંત્ર્યોત્તર કવિતાની પંક્તિમાં બેસી શકે એ પ્રકારની હોય, તો એ કૃતિને આ સંગ્રહમાં સ્થાન આપી શકાય, અને અપાયું પણ છે. કોઈ કવિ સ્વાતંત્ર્યોત્તર ભાવોનો ઉદ્‌ગાતા ન હોય પણ એ નવા યુગનો અને નવા ભાવોનો વૈતાલિક હોય તોપણ એને, એ નવા યુગને usher કરનારને, usher તરીકે અહીં સ્થાન આપી શકાય, અને અપાયું છે. એક જ દાખલો આપું—છે તો અનેક: વિશ્વ-શાંતિ-સ્તોત્રના ઉદ્‌ગાતા, માત્ર ભારતની જ નહિ પણ વિશ્વની શાન્તિના તથા સમગ્ર માનવતાની બંધુતાના પુરસ્કારક, ગાંધીયુગની વિમલ ઉદાત્ત ભાવનાઓની ભાવિ ફલશ્રુતિના ભવિષ્યવેત્તા, એવા શ્રી ઉમાશંકરના હૃદયમાંથી પણ કાળના પ્રભાવને પરિણામે ઉદ્‌ગાર નીકળ્યો કે "હું છિન્નભિન્ન છું." તો એમને, અને એ કોટિએ મૂકી શકાય એવા અન્યને, તેમની આ પ્રકારની સ્વાતંત્ર્યોત્તર પ્રવર્તતી પરિસ્થિતિનો પ્રભાવ ઝીલતી કાવ્યકૃતિ પૂરતું, આ સંગ્રહમાં સ્થાન આપવામાં આવ્યું છે એ સૌને ઉચિત લાગશે.

અને—મારું અનુમાન છે કે—કદાચ કોઈ સમાવેશપાત્ર કવિનો કે કૃતિનો સમાવેશ ન થયો હોય તો તે સંપાદકના હૃદયસંકોચનું નહિ પણ સ્થળસંકોચનું પરિણામ હશે.

## (૧૧)

આ સંચયમાંની કવિતા સ્વાતંત્ર્યોત્તર કવિતા છે, ભારતના એક પ્રાંત ગુજરાતની કવિતા છે, પણ એમાં દિક્‌કાલની સીમાઓને અતિક્રમી જતી કવિની દૃષ્ટિની પ્રતીતિ થાય છે. કાવ્યની ગંગોત્રી કવિના હૃદયમાં છે, પણ કવિના એ હૃદયમાંથી એ ગંગોત્રીને વહેવડાવવાની અનુભૂતિના વિષયો વિસ્તરે છે અપાર વિશ્વમાં અને નિરવધિ કાલમાં. શેક્સ્પિયરે કહ્યું છે તે પ્રમાણે કવિની દૃષ્ટિ આભથી અવની સુધી અને અવનીથી આભ

સુધી ઘૂમી વળે છે. અને સ્થળકાળના એ અનન્ત વિસ્તારમાં માનવે કલ્પેલા ખંડો ઉપર પણ ક્વચિત્ સ્થિર થઈ રહે છે.

અનન્ત બ્રહ્માંડના સંદર્ભમાં માનવને પોતાની લઘુતાનું ભાન થાય એમાં આશ્ચર્ય નથી. પણ, એ બ્રહ્માંડના કેન્દ્રમાં પોતે ઊભો છે, એ બ્રહ્માંડ પોતામાં છે, એવા ગૌરવની પ્રતીતિ પણ એ કરી શકે છે, જે પ્રતીતિમાંથી अहं ब्रह्मास्मि જેવો ઉદ્‌ગાર ઋષિના ચિત્તમાંથી ઉદ્‌ભવ્યો હતો એવી પ્રતીતિ કરે છે.

આવી પ્રતીતિમાંથી ઉદ્‌ભવ પામ્યું છે ભાઈ વેણીભાઈ પુરોહિતનું "હું પોતે મારામાં છલકું, પંચામૃતનો મુખરિત પારાવાર" એ ભવ્ય કલ્પના અને લલિત પદાવલીનું સંયોજન કરતું કાવ્ય. અને એમાંથી ઉદ્‌ભવ્યો છે એ કવિનો, "હું મારામાં અસીમ-સીમિત, અવિરત ચંચલ, અકલિત એકાકાર: नित्य शिवोऽहम् नित्य जीवोऽहम्, હું પોતે મારામાં મલકું, પંચતત્ત્વનો પુલકિત પારાવાર."

જે પિંડમાં તે બ્રહ્માંડમાં — અને બ્રહ્માંડમાં તે પિંડમાં — એવી બુદ્ધિના પણ અનેક પાસા, અનેક વિવર્તો, કવિની દૃષ્ટિને દેખાય. પ્રવીણ દરજી વાત કરે છે આ જ પંચતત્ત્વની — વેણીભાઈએ ઉલ્લેખેલાં પંચ મહાભૂતોની — પણ એની કવિદૃષ્ટિ — અથવા કલ્પના — એ તત્ત્વોને વિસામાનું સ્થાન શોધતાં અને પામતાં કલ્પે છે: આકાશ, તૃષાર્ત ચાતકની આંખમાં; જળ, અગસ્ત્યના ઉદરમાં; હવા, કુંભકર્ણના નાકમાં; પ્રકાશ, અંધની આંખોમાં; ધરા, દુર્યોધનના સૂચિ-અગ્રમાં, અને બૃહત્ તત્ત્વોની, આશ્રયના અલ્પ પરિમાણના પ્રભાવે પરખાતી, અલ્પતાની કલ્પના કરે છે. અને 'आषाढस्य प्रथम दिवसे' એ કાવ્યમાં, અનિરુદ્ધ માનવ-દેહમાં દર્શન કરે છે:

હાડપિંજરમાં આદિમ અગ્નિની શિખાઓ; પાંપણના પડદાઓ પાછળ સમુદ્રતા (સમુદ્ર-તા; સ-મુદ્રતા); લોહીમાં થીજી ગયેલી પાગલ પવનની ચંચલતા; આંખોમાં વિલીન યુગોનો પગરવ (અર્થાત્, હું સમજું છું કે, શબ્દગુણ આકાશ); અને શિરાએ શિરાએ પૃથ્વીની અશબ્દ વેદના.

તો, હસમુખ પાઠક, કેનોપનિષદમાં આલેખેલા પ્રસિદ્ધ પ્રસંગને આધારે, એ તત્ત્વોની — વાયુની, અગ્નિની, સૂર્યની — શક્તિ પોતપોતામાં નથી પણ સર્વાન્તર્ગત સર્વાધિષ્ઠાનભૂત એક પરમતત્ત્વમાં છે એ સત્યનું મનોહર કાવ્યાત્મક રીતિથી પ્રતિપાદન કરે છે — અથવા દર્શન કરાવે છે.

આ પરમતત્ત્વના જીવનદાયક સામર્થ્યવૈભવને પડછે માનવને પોતાની અસમર્થતાની, તુચ્છતાની પ્રતીતિ થાય એ મનોભાવ મકરંદ દવેના "આવો" કાવ્યમાં મનોહર પ્રતીકો દ્વારા — અર્થાત્ પ્રતીકો દ્વારા વ્યક્ત થયો છે :

અમે રે સૂકું રૂનું પૂમડું,
    તમે અત્તર રંગીલા રસદાર,
તરબોળી દ્યો ને તારેતારને
    વીંધો અમને વ્હાલા આરંપાર

એ પ્રકારનાં અન્ય પ્રતીકો છે–"અમે સૂના ઘરની જાળિયું, તમે તાતા તેજના અવતાર"; "અમે ઉધઈ-ખાધું ઈંધણું, તમે ધગધગ-ધૂણીના અંગાર."

દિશા અને કાળના બંધનમાં રહેલો — પરમાર્થત: પરબ્રહ્મરૂપ છતાં વ્યવહારભૂમિકામાં દેહબદ્ધ જીવ એવો — માનવ એ દિશાને અર્થાત્ ભૂમિગત સ્થાનને, અને એ કાળને અર્થાત્ એના એણે કલ્પેલા ભૂત ભવિષ્ય વર્તમાન એવા ખંડોને પોતાના જીવનઅનુભવની ભૂમિકા અને વિષય બનાવે છે.

કવિનો — સંવેદનશીલ કવિનો — એ અનુભવ એના હૃદયમાં સ્થળનાં અને કાળનાં કાવ્યો જન્માવે છે. આ કાળરૂપ ઉપાધિને નિરૂપતું પ્રિયકાન્ત મણિયારનું 'અતીત અને ભાવિ' એ કાવ્ય એમાંની ઉપમા અને રૂપકની વિલક્ષણતાથી મનોહર બન્યું છે:

અતીત અને ભાવિ, વિચ્છિન્ન મારાં
જટાયુની પાંખ સમાં વિખૂટાં, એક જ ઝાટકે રક્તનીગળતાં વઢાયાં.
વચ્ચે રહ્યો સાંપ્રત માત્ર કંપે —
    ઘવાયેલો, મૂર્ચ્છિત, શકય યુદ્ધ
    આવી હવે તરફડે લઘુ લોચનોએ
    જોઈ રહે — સૌન્દર્યની મૃદુલ વલ્લરી મૂળમાંથી
    એ જાનકી લઈ જતો દશગ્રીવ દોડતો.

હરીન્દ્ર દવેના 'કોને કહેત' કાવ્યમાં પણ સુંદર પ્રતીકમય કલ્પનાકોટિ છે:

સંધ્યાએ સરોવર અરીસામાં જોતી ડાળીઓને લાગ્યું
કે તેમનો ચ્હેરો સફેદ થઈ ગયો છે

. . .

એમના પીગળતા અસ્તિત્વને એકાકી પંખીના ટહુકાનો
સહારો ન મળ્યો હોત
તો—
સવારે સૂર્યનું પ્રથમ કિરણ,
આખી રાત સાંભળેલા અંધકારના ગીતની કથા
કોને કહેત?

સ્થળવિશેષનાં કાવ્યો પણ અહીં છે: દા. ત. ગુલામ મોહમ્મદ શેખનું 'જેસલમીરનાં સ્વપ્ન' એ, એ સ્થળની કાળખંડિત વર્તમાન સ્થિતિનું શબ્દચિત્ર આલેખતું કાવ્ય; અને એવું જ નલિન રાવળનું કાવ્ય 'કિલ્લો'.

પ્રકૃતિનાં કાવ્યો પણ છે. એનાં થોડાંક ઉદાહરણો જોઈશું. 'ખિસકોલીઓ' એ કાવ્યમાં પ્રિયકાન્ત મણિયાર "સેલતી ગેલતી, સુપ્ત સંતાયલી—"[1] ખિસકોલીઓ ક્યાંકથી છટકીને આવી હશે એવું કુતૂહલ દર્શાવીને, એની દોડધામનું રમણીય સ્વભાવોક્તિભર્યું વર્ણન કરે છે:

મચી ગઈ મોજમાં
ઘડી અહીં ઘડી તહીં
ઘડી ઊંચે ઘડી નીચે.

અને એના કવિની દૃષ્ટિ ઉપર પડેલો પ્રભાવ કવિચિત્તમાં અહોભાવ ઉપજાવે છે તે સાથે એનું ગતિમય ચિત્ર વાચકના ચિત્તમાં અહોભાવ ઉપજાવે છે:

નિત્યની ભીંત જે સાવ ચોરસ રહી એ જ વર્તુલ બની,
પલકમાં પુચ્છની પીંછી ચીતરી ગઈ
માહરી આંખમાં ઝૂલતાં વૃક્ષ કૈં સામટાં.

આ પંક્તિઓ વાંચીને મને એવો અર્થ સ્ફુર્યો કે વૃક્ષની આ ખિસકોલીઓની દોડધામે નિત્યની ભીંતને પણ વૃક્ષ જેવી વર્તુલ બનાવી દીધી, અને પરિણામે કવિની ભીંતને જોઈ રહેલી આંખ એ ભીંતને સ્થાને સામટાં ઝૂલતાં વૃક્ષો જોઈ રહી.

શ્રીકાન્ત શાહનું કાવ્ય પણ મનોહર અને આસ્વાદ્ય છે.

હવે હીલોળે તળાવપાણી
પંખી સૂતું નભને તાણી.

નદીતીરની લીલોતરીની આંખ બધે ડોકાય—
તળાવની એ સુંદરીઓની છાતી ખૂલ્લી રહેતી

. . .

તળાવ ક્યાં છે? જંગલ ચૂપ ન બોલે
પંખી સૂતું આંખ ન ખોલે.

"તળાવની એ સુંદરીઓ" એ શબ્દોમાં વાચકને "વેલમાં બે પૂતળીઓ તે હસતી રમતી જાય" એ લોકગીતનો પડઘો સંભળાશે. અલબત્ત શ્રીકાન્તે ઢાળ એ ગીતનો રાખ્યો છે. મંગળ રાઠોડનું 'બાગમાં' કાવ્ય "મર્મરનાં મોજાં", "પુષ્પોની માછલીઓ", "નાળિયેરીનું ઓક્ટોપસ" એવાં રૂપકોથી ચમત્કાર સાધે છે.

કમલ વૈદ્ય સાગરને 'સાગરિકા' કહીને 'સાગરિકાનું સ્વપ્ન' એ કાવ્ય રચે છે અને સાગરિકા પાસે કહેવડાવે છે અને પુછાવે છે—

"મારી જ આ નિઃસીમ ગરિમાનું મને બંધન!

. . .

મને થાતું પણે જે તીર પર ઊભું તમાલનું વૃક્ષ
એના જેવી ને
વિસ્તીર્ણ મારાં વારિને બસ પાતળી ઊંચાઈ મળી જાય તો—
તો—

અને એ પ્રશ્ન, રાખવો ઘટે જ તેમ, અનુત્તર રહેવા દે છે.

અલંકારસમૃદ્ધ ગૌરવભરી છતાં નમણી, વાણીમાં, પ્રિયજનની કોમલતા, સૌરભ, અંગશોભા વગરની ચમત્કારિક ચિત્રાવલી રજૂ કરે છે.

શા ચંચલ ચંચલ કેશ ! —
ખેસવી જોવા ચાહું વદન
તહીં તો પાછળથી પ્રગટેલો સૂરજ
તને હરીને ચાલે.
મારી એક દિશાનું
આભ ભરીને ચાલે,
તું તો હિમશિખરો પર
મારે કાજે મૌન મૂકીને ચાલે.
આજે અયુત વર્ષને અંતે તારી છાયા
પાછી આવે, કેવળ છાયા.
છાયાથી શું વળે, હવે હું ધુમ્મસ જેવો
સંગ સમયની ભળતો જાતો.
નિરાકાર અવકાશ બની વિસ્તરતો
કેવળ વિપ્રયોગ છું.

આ વિપ્રયોગ કાવ્યમાં એના પરિશીલનની, વિવિધ તાત્પર્ય — સંભવોને જોવાની, વિશાળ ક્ષમતા છે.

મૃત્યુવિષયક, આ સંગ્રહમાંનાં, અન્ય કાવ્યો સ્વજનમૃત્યુ વિશે નથી, એમાં કવિના પોતાના મૃત્યુની અનિવાર્યતા અને સંભાવ્યતાએ જન્માવેલા મૃત્યુના સહજ સ્વીકારની સ્વસ્થતા વ્યક્ત કરતા, પ્રતિભાવો છે. સુરેશ જોષી સ્વસ્થ ચિત્તે કહે છે: "કાલે હું નહિ હોઉં". પણ એ કાવ્યમાં, 'કવિનું વસિયતનામું'માં, કવિ પ્રકૃતિતત્ત્વોને એમનાં હજી અધૂરાં રહેલાં કાર્યો પૂર્ણ કરવાના સંદેશા આપે છે: સૂરજને કહેજો કે આંખમાં એક આંસુ છે તે લૂછવું બાકી છે; પવનને કહેજો કે "મારી ડાળ પર કન્યાના ચોરેલા સ્મિતનું પકવ ફળ" હજી ખેરવવું બાકી છે; સાગરને કહેજો કે "મારા હૃદયમાં અશ્મીભૂત કાળમીંઢ ઈશ્વર" છે તેને પિગળાવવા બાકી છે.

આશિષ હવે "મૌનની ચાદર નીચે બે ચાર છંદ લયબદ્ધ છે" એ જણાવીને અને "હાંફતા હૃદયની ધડકન"નો નિર્દેશ કરીને કહે છે: "હું અવકાશમાં ચાલ્યો જાઉં છું". અહીં પ્રશ્નને અવકાશ છે: અવકાશમાં એટલે? હું તો અહીં એનો મૃત્યુકાવ્ય તરીકે ઉલ્લેખ કરું છું.

આ સંગ્રહમાં છે રાવજી પટેલનું, વાચકના હૃદયને સ્પર્શી જતું, કરુણ કાવ્ય.

મારી આંખોમાં કંકુના સૂરજ આથમ્યા

રાજેન્દ્ર શુક્લ આ લોકના પાર્થિવ પદાર્થોનું પ્રતિનિધિત્વ "ભીંત"ને આપીને કહે છે: "પછીતની ભીંતો પડવાની, લાવ જરા અડકી લઉં"

હેમન્ત દેસાઈની ગઝલ 'રસ્તો' રસ્તા પ્રત્યેના શેરે શેરે બદલાતા પ્રતિભાવો જણાવીને અન્તે કહે છે:

શરુ થઈને મારા આ ઘરથી સ્મશાને
સરકતો સરકતો વિલોપાય રસ્તો

અને વાસ્તવાતિક્રાન્ત, surrealist, કવિતાના અવિરત નિર્માતા સિતાંશુ મહેતા મૃત્યુને પણ સ્વપ્નદ્રષ્ટાની surrealist ની, દૃષ્ટિથી જુએ છે, જેથી આ ચમત્કારક કાવ્યમાં એ પ્રથમ કડીમાં ઘોડાને કાળા કહે છે અને છેલ્લી કડીમાં ધોળા કહે છે:–પ્રથમ,

ખરી પછાડી પુચ્છ ઉછાળી દોડ્યા
ડમ્મરકાળા ઘોડા ધોળે ખડકાળે રથ જોડ્યા.

અને પછી

...ખરી પછાડી પુચ્છ ઉઠાવી દોડ્યા
ડમ્મરધોળા ઘોડા કાળે ખડકાળે રથ જોડ્યા.

હું આ વિશે એટલું જ કહેવા સમર્થ છું કે મૃત્યુના પ્રથમ સંભવનો અનુભવ શ્યામ અંધકારમય હોય અને પછીનો (જ્ઞાન દૃષ્ટિથી ?) શ્વેત પ્રકાશ જેવો હોય.

પણ સરરિયાલિસ્ટ કાવ્યમાં સંગતિ સાધવા મથવું એ એ કાવ્યના પ્રકારથી સંગત નથી.

યશવન્ત ત્રિવેદીનું 'જલસાઘર' અનેક સ્થળે સત્કાર અને સમાવેશ પામ્યું છે. એ આસ્વાદ્ય છે, મનનને અવકાશ આપે એવું છે. એનો આસ્વાદ મેં એના કાવ્યસંગ્રહની પ્રસ્તાવનામાં માણ્યો છે અને મમળાવ્યો છે.

પ્રકરણસંગત નહિ તોપણ જયન્ત પારેખના કાવ્યમાંની ઈશ્વરવિષયક અને સ્વ-વિષયક ગહન વિષાદમય અનુભૂતિ વ્યક્ત કરતી આ પંક્તિઓનો નિર્દેશ અહીં કરું છું.

કીડીની આંગળીની ટોચ ઉપર ઈશ્વર હલતો નથી
હું મારા જ કાળા શબ્દોની શિલા નીચે કચડાઈ ગયો છું

અને સુશીલા ઝવેરીના 'મુજને શોધું' એ કાવ્યનો નિર્દેશ પણ અહીં કરી લઉં તો ઠીક.—

મુજને હું શોધું છું
વિશ્વારણ્યમાં—અંધકારના ગાઢ આવરણ,
વાદ્યના સ્વર વહ્યા, વિલીન થયા, એ વિરાટ નભમાં—
અબોલ ઘૂમતાં મૌન!
શબ્દ આકાશે ફંફોસું છું: મુજને હું શોધું છું.

આ કાવ્યમાં કવયિત્રી સન્નારીની નિજની શોધ અનેકત્ર આવી જ કાવ્યમય રીતે પ્રસરે છે.

અને પન્ના નાયકના 'એકરાર' કાવ્યનો નિર્દેશ પણ અહીં જ કરું છું. શ્રીમતી પન્ના કહે છે:

ભલે રાખ થઈ ગઈ અગરુની વાટ, પણ શ્વાસમાં હજીયે છે એની સુવાસ
શ્વાસે શ્વાસે પામું છું સુગંધ.

. . .

મેં વાંચ્યાં તે કાવ્યો ન હતાં, કોઈ કુમારિકાની જાણે એ તો કંકોત્રી
પંક્તિએ પંક્તિએ હસ્તમેળાપનો સમય—
ને મારો હાથ એમ જ ઝલાઈ ગયો

. . .

જાણે સળવળ સળવળ થતાં એ ક્ષણનાં સ્મરણ
–સ્ફુરણ પામતી કાવ્યની પહેલી પંક્તિસમું
હવે ગર્ભમાં કંઈક ફરકે છે—
કોઈ મારી પાસેથી ગયું છે
અને કોઈ મારામાં આવી ગયું છે.

## (૧૨)

છાન્દસ રચનાથી મોટે ભાગે વિમુખ બનેલા આ સ્વાતંત્ર્યોત્તર સમયમાં પણ માત્રામેળ, ગેયકલ્પ, છન્દોમાં, ગીતઢાળોમાં અને સંસ્કૃતવૃત્તોમાં પણ કાવ્યો રચાયાં છે એ આ સંચય જોતાં જણાશે.

ગઝલ નામે ઓળખાતો કવિતાપ્રકાર તો એનો ગુજરાતમાં પ્રારંભ થયો ત્યારથી અવિરત ચાલુ રહ્યો છે. ગઝલનું મૂળ સ્વીકૃત વસ્તુ, ભલે પ્રભુની માશૂકની, કે વિજયની ઝંખનાને કારણે, પણ દર્દમય જ હતું — એટલે આજની હૃદયના ઉદ્વેગને, ખેદને, વિષાદને વ્યકત કરતી કવિતાની જે પ્રકૃતિ છે એને મળતી પ્રકૃતિ ગઝલની મૂળથી હતી જ. વળી આજની કવિતા કડીએ કડીએ પ્રતીકો બદલે છે, તો ગઝલ પણ એની દરેક બેતમાં જુદો ભાવ રજૂ કરતી. આ દૃષ્ટિએ જોતાં, પોતાના છંદસ્વરૂપને અવિકૃત જાળવી રાખનારી હોવા છતાં ગઝલ નૂતન કવિપ્રકૃતિને માફક અને ફાવતી આવી જાય છે. અને જેઓનું સહજ ક્ષેત્ર ગઝલ જ છે એવા શાયરો તો સુંદર, નવા જમાનાને અનુરૂપ બનતી ગઝલો રચતા જ રહ્યા છે.

એટલે આ સંગ્રહમાં શાહબાઝ, મરીઝ, બેફામ, શૂન્ય અને સૈફ પાલનપુરી, ગની દહીંવાળા, શેખાદમ, કુરૈશી, ‘અનિલ’, અચલ વગેરે શાયરોની ગઝલોને પ્રતિનિધિત્વ અપાયું છે તે યોગ્ય છે.

આ સંગ્રહમાંનાં કાવ્યો સંપાદકે ચૂંટી ચૂંટીને લીધેલાં છે. આ જમાનામાં લખાતાં અને પ્રકટ થતાં, આ સંગ્રહમાંનાં કાવ્યોથી ભિન્ન અને ઉચ્ચ-અવચ રીતિનાં કે કોટિનાં, સર્વ કાવ્યોનો સમાવેશ આમાં ન થઇ શકે એમ સમજાય તેવું છે.

પણ આ સંગ્રહમાં અદ્યતન કવિતારચનાઓનું પ્રતિનિધિત્વ કરી શકે એવી જે કૃતિઓ આપવામાં આવી છે તે ગુજરાતની જનતાને સાંપ્રત નૂતન કવિતાપ્રકારનો આસ્વાદ કરાવશે અને એ પ્રતિ અભિમુખ બનાવશે.

૦

તા. ક.

કોઈ પણ કવિનું એકથી વધુ કાવ્ય ન લેવું તેવો નિર્ણય પાછળથી લીધેલો, પણ પૂજ્ય રામભાઈને પ્રવેશક લખવા પહેલાં સંચયનાં જે કાવ્યો આપેલાં તે પરથી એમણે આસ્વાદ કરાવ્યો. એટલે જયંત પાઠક, નલિન રાવળ, ઉશનસ્ અને પ્રિયકાન્ત મણિયારનાં કાવ્યો પાછળ પરિશિષ્ટમાં ઉમેરેલ છે. હરીન્દ્ર દવેના કાવ્ય ‘કોને કહેત?’ ને બદલે પાછળથી એમનું ગીત લીધેલું; પણ પૂ. રામભાઈએ પેલાનો આસ્વાદ કરાવેલો હોવાથી એ કાવ્ય પણ પરિશિષ્ટમાં સામેલ કરેલ છે.

ચ. ત્રિ.

આજ અંધાર ખુશબો ભર્યો લાગતો,
આજ સૌરભ ભરી રાત સારી...

—પ્રહ્લાદ પારેખ

## નિરુદ્દેશે | રાજેન્દ્ર શાહ

નિરુદ્દેશે
સંસારે મુજ મુગ્ધ ભ્રમણ
પાંશુ-મલિન વેશે...

ક્યારેક મને આલિંગે છે
કુસુમ કેરી ગંધ
ક્યારેક મને સાદ કરે છે
કોકિલ મધુર-કંઠ,
નેણ તો ઘેલાં થાય નિહાળી
નિખિલના સહુ રંગ,
મન મારું લઈ જાય ત્યાં જાવું
પ્રેમને સન્નિવેશે...

પંથ નહિ કોઈ લીધ, ભરું ડગ
ત્યાં જ રચું મુજ કેડી,
તેજ છાયા તણું લોક, પ્રસન્ન—
—વીણા પર પૂરવી છેડી,
એક આનંદના સાગરને જલ
જાય સરી મુજ બેડી,
હું જ રહું વિલસી સહુ સંગ ને
હું જ રહું અવશેષે...

## ફરવા આવ્યો છું ! | નિરંજન ભગત

હું તો બસ ફરવા આવ્યો છું
હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છુ
અહીં પથપર શી મધુર હવા
ને ચ્હેરા ચમકે નવા નવા !
—રે ચહું ન પાછો ઘેર જવા !
હું ડગ સાત સુખે ભરવા અહીં, સ્વપ્નમહીં સરવા આવ્યો છું !
જાદુ એવો જાય જડી
કે ચાહી શકું બે ચાર ઘડી
ને ગાઈ શકું બે ચાર કડી
તો ગીત પ્રેમનું આ પૃથ્વીના કર્ણપટે ધરવા આવ્યો છું !
હું તો બસ ફરવા આવ્યો છું !

## શ્રાવણી મધ્યાહ્ને | રાજેન્દ્ર શાહ

મધ્યાહ્નની અલસ વેળ હતી પ્રશાન્ત
ધીરે ધીરે લસતી ગોકળગાય જેમ,
ને શ્રાવણી જલનું વર્ષણ તે ય કલાન્ત,
ફોરાં ઝરે દ્રુમથી રૂહે રહી એક એક.
જેવું વિલંબિત લયે મૃદુ મંદ ગાન,
તેવું જ મારું સહજે ઉર સ્પંદમાન.

ભારો ઉતારી શિરથી પથને વિસામે
નાનેરું ગામ શ્રમથી વિરમ્યું લગાર,
આસીન કોઈ, વળી કોઈ વિપણ્ણ કામે
સૂતેલ, નેત્રમહીં મૌન હતું અપાર.
આંહી કશો જલધિ બે ભરતીની મધ્ય
કંઠાર છોડી બનિયો નિજમાં નિમગ્ન !

કર્તવ્ય કોઈ અવશેષમહીં રહ્યું ના
તેવું નચિંત મન મારું ન હર્ષ શોક;
ના સ્વપ્ન કોઈ હતું નેણમહીં વસ્યું, વા
વીતેલ તેની સ્મૃતિનો પણ ડંખ કોક :
મારે ગમા અણગમાશું હતું કશું ના,...
શ્રોંઘાટહીન પણ ઘાટ હતા ન સૂના.

મેં સ્હેલવા મન કરી લીધ વન્ય પંથ,
ભીનો બધો, ક્યહીંક પંકિલ, ક્યાંક છાયો
દૂર્વાથી, એઉ ગમ વાડ થકી દબાયો
ઝીલાય તેમ ઝીલતો સહુ સૃષ્ટિ રંગ.
લાગી'તી વેલતણી નીલમવર્ણ ઝૂલ;
કંકાસિની પણ પ્રસૂન વડે પ્રફુલ્લ...

પાણી ભરેલ કંઈ ખેતરમાં જવારા,
તેજસ્વી અંગ પર શૈશવની કુમાશે
સોહંત, ઊંચી ધરણી પર ત્યાં જ પાસે
ડૂંડે ફુણા હસતી બાજરી ચિત્તહારા;
ઊડે હુલાસમય ખંજન, કીર, લેલાં,
ટ્હૌકે કદી નીરવતામહીં મોર ઘેલા.

ત્યાં પંકમાંહિ મહિષી-ધણ સુસ્ત બેઠું
દાદૂર જેની પીઠપે રમતાં નિરાંતે
ને સ્વર્ણને ફૂલ શું બાવળ હોય આ તે?
મેં કંટકે વિરલ બંધુર રૂપ દીઠું!
વૈશાખનો ગુલમહોર ઘડી ભુલાય
ત્યાં શી વસંત રત શાલ્મલીની સ્પૃહાય!

ઊંડાણને ગહન વ્યોમતણાં ઝીલંત
નાનું તળાવ નિજમાં પરિતૃપ્ત પ્રસન્ન,
ને શંભુનું સદન ત્યાં યુગથી અનંત
અશ્વત્થની નજીક સોહત ધ્યાનમગ્ન.
એનું કશું શિખર-શીર્ષ સલીલ-શ્યામ!
જેની લટોની મહિં જાહ્નવીનો વિરામ.

ખીલેલ પ્રાંગણમહીં ફૂલ ધંતુરાના
પીળાં કરેણ પણ, ભીતર બિલ્વપુંજે
છાયેલ લિંગ જલધારથી સિક્ત, છાનાં
તેજે લાહીં તિમિર ઘુંમટનાં ઝળુંબે.
ઘંટારવે યદપિ ના રણકાર કીધો,
ને તો ય રે અમલ ગુંજનનો શું પીધો!

ટેકો દઈ ઋષભ—નંદિ—ની પાસ બેસું
કેવી હવા હલમલે મુજ પક્ષ્મ-રોમે!
હું માનસી જલ હિમોજ્જ્વલ શ્વેત પેખું
ને ચંદ્રમૌલિ તણી કૌમુદી નીલ વ્યોમે.
કૈલાસનાં પુનિત દર્શન... ધન્ય પર્વ,
ના સ્વપ્ન જાગ્રતિ, તુરીય ન, તોય સર્વ.

## ગ્રીષ્મમધ્યાહ્નમાં | નિરંજન ભગત

તપ્ત ધરણી હતી,
ભાનુની દૃષ્ટિના ભર્ગથી ભાસ્વતી
સૃષ્ટિ સારીય તે ભસ્મવરણી હતી;
અગ્નિની આંખ અંગાર ઝરતી હતી.

રુદ્ર અંબરતલે,
પંખીની પાંખ ફફડતાંય ડરતી હતી;

દૂર ને દૂર જૈ ઓટ સરતી હતી
શાંત સાગરજલે,
ફેણ ફુત્કારતી ક્યાંય ભરતી ન'તી;
દૂર કે પાસ રે ક્યાંય ના એક તરણી હતી,
તપ્ત, બસ તપ્ત ધરણી હતી.

શાંતિ? સર્વત્ર શું સ્તબ્ધ શાંતિ હતી?
સૃષ્ટિને અંગ પ્રત્યંગ ક્લાંતિ હતી?
વહ્નિની જ્વાળ શો શ્વાસ નિઃશ્વાસતી,
ઉગ્ર ઉરસ્પંદને ઉગ્ર ઉચ્છ્વાસતી,
મૂર્છનાગ્રસ્ત બસ તપ્ત ધરણી હતી;
ઝાંઝવાનીરની પ્યાસમાં બ્હાવરી કોક હરણી હતી!
ક્યાંય શાંતિ ન'તી, ક્યાંય ક્લાંતિ ન'તી;
અહીં બધે શાંતિ ને ક્લાંતિની ફક્ત ભ્રાંતિ હતી!
ભૂખરી પૃથ્વી પે માહરો પંથ લંબાઈ સામે પડ્યો,
કાળના ચક્ર પે રક્તરંગીન શું લોહટુકડો જડ્યો!
આજ વૈશાખના ધોમ બપ્પોરમાં:
આછી આછીય તે પવનની લ્હેર આ લૂઝર્યા પ્હોરમાં
માહરી સિક્ત પ્રસ્વેદથી કાય ના સ્હેજ લ્હોતી છતાં
શૂન્યમાં હુંય તે શૂન્ય થૈ પંથ કાપી રહ્યો,
ક્યાંય માથે ન'તો મેઘનો માંડવો, છાંય ન્હોતી છતાં
શૂન્યના નેત્રથી સ્થલ અને કાલના અંત માપી રહ્યો.

ત્યાં અચાનક કશી ભીંસતી ભીંત શી
અડગ ટટ્ટાર જે સૌ દિશાઓ ખડી,
છિદ્ર એમાં પડ્યું? જેથી કો ફૂંક શી, કો મૃદુ ગીત શી
પવનની લ્હેર કો પલકભર મંદ અતિ મંદ આવી ચડી;
એક સેલારથી
નયનને દાખવી નાવ કો સઢફૂલી,
ઘડીક જે ક્ષિતિજ પર ગૈ ઝૂલી;
એક હેલારથી

દૂર જૈ ઓટમાં ઓસર્યાં પાણીને
ઘડીક તો કાંઠડે લાવતી તાણીને;
ક્ષણિક મૃદુ સ્પર્શથી અંગને શું કશું કહી ગઈ?!
ક્યાંકથી આવીને ક્યાંક એ વહી ગઈ!

એ જ ક્ષણ તટઊગ્યા વૃક્ષની શાખથી
કે પછી ક્યાંકથી પંખી કો ધ્રૂજતી પાંખથી
સ્વપ્નમાં જેમ કો કલ્પના હોય ના બોલતી
એમ એ આભમાં આવી ઊડ્યું, અને ડોલતી
ડોકથી એક ટહુકો ભરી ગીતને વેરતું,
પાંખથી પિચ્છ એકાદને ખેરતું,
આવ્યું એવું જ તે ક્યાંય ચાલી ગયું;
આભ જેવું હતું તેવું ખાલી થયું!
પલકભર એમ તે મુખર નિજ ગાનમાં
કંઈ કંઈ કહી ગયું માહરા કાનમાં!

એ જ ક્ષણ ક્યાંકથી રાગ મલ્હાર શી,
ગગનની ગહન કો ગેબના સાર શી,
રુદ્રને લોચને કો જટાજૂટથી વીખરી લટ સમી,
ભૂલભૂલે જ તે પથભૂલી વાદળી આભને પટ નમી;
કો વિષાદે ભર્યા હૃદયની ગાઢ છાયા સમી,
જીવને આમથી તેમ ઝુલાવતી કોઈ માયા સમી,
પલકભર મુજ ઉરે ગૈ ઢળી,
ને પછી દૂર જૈ દૂર ફેલાઈ ગૈ;
લાગ્યું કે ધરણીની મૂઢ મૂર્છા ટળી,
ગ્રીષ્મમધ્યાહ્નમાં શાંત શી ગંધિકા રમ્ય રેલાઈ ગૈ!
શી અહો આ લીલા!
નીરની ધારથી શું તૂટી રૂહે શિલા?
આ બધું જાગ અરે છાનુંછપનું હતું?
પલકભર શમનું ભ્રાંત સપનું હતું?
અધખૂલી નેણમાં સાંધ્યસૌંદર્યની રંગસરણી હતી?

જાગીને જોઉં તો એની એ તપ્ત હા, તપ્ત ધરણી હતી!

# તણખલું | હસમુખ પાઠક

ગીચ રસ્તા—(સાંભળ્યો છે આ જ કોલાહલ કયહીં!)
—પર,
માણસો મોટર સહિત સરતાં ઝપાટાબંધ;
(જાણે દેવ સૌ ફરતા વિજયમાં અંધ!)
અહીં આ ગીચ રસ્તા પર,
(કશું કૌતુક!)
ચળકતું તણખલું, (બે ઇંચ બસ!)
બે ધારવાળું, તીક્ષ્ણ અણિયાળું.
સૂસવતો માતરિશ્વા (બ્યૂક મોટરનો ઝપાટો)
ને ઉપર સળગે સૂરજ,
(અંગાર જાણે રાજ્યસત્તાનો બળે!)
ડામર બધોયે ખદબદે છે તાપમાં,
તોયે તણખલું આ,
નહીં ચસકે, નહીં સળગે, નહીં પીગળે!
(અજબ આ દશ્ય! શું હું ઊંઘતો?
ના...ના) દબાતાં ડગ ભરી
રખડુ કવિ, હું તણખલાને હાથમાં લેતો
હથેળીમાં ધરી, જ્યાં શોચતો હું (ઇન્દ્ર સરખો),
ત્યાં હૃદય ને મન વચોવચ કોઈ સંધ્યા—
(સ્વર બધા રણકે છ!)—ધીમે શબ્દ ત્રણ
કહી જાય છે:
"આ સત્ય છે."
(બે-ધારવાળું-તીક્ષ્ણ-નાનું-તણખલું?)
આ સત્ય છે.
ગીચ રસ્તા પર ફરી મૂકી દઉં છું તણખલું.

## ખિસકોલીઓ | પ્રિયકાન્ત મણિયાર

શિશિરની રાત્રિમાં ઠરી ગઈ
આ અગાસી થકી ઊભી ઊભી રહી ભીંતને
સ્હેજમાં તેજથી સૂર્ય ફૂંકવી રહ્યો ત્યાં જ તો
સેલતી ગેલતી
સુપ્ત સંતાયલી
ક્યાંકથી છટકીને આવી ના હોય શું એવી ઉતાવળે
મચી ગઈ મોજમાં
ઘડી અહીં ઘડી તહીં
ઘડી ઊંચે ઘડી નીચે
— મેરુ જાણે બધા નીર ન્હાવા પડ્યા —
નીરવ કિલ્લોલને શો ચગાવ્યો હવામાં અહીં!
નિત્યની ભીંત જે સાવ ચોરસ રહી એ જ વર્તુલ બની,
પલકમાં પુચ્છની પીંછી ચીતરી ગઈ
માહરી આંખમાં ઝૂલતાં વૃક્ષ કૈં સામટાં.



૪

# એક નામેરી વૃદ્ધને મળતાં | નલિન રાવળ

ખીલી સમી ખોડાઈ ગઈ મારી નજર
મારા ઉપર
હું વૃદ્ધ આંખોમાં ભરી મણ એક ઘેરી ઊંઘની ઊંડી અસર
(જ્યાં અગ્નિનું અંજન સ્વયં હું આંજતો)
અંધારના મખમલ મુલાયમ પોત શા
મારા સુંવાળા વાળ
આજે રૂખડા
સુક્કા તણખલા ઘાસના ટુકડા સમા
અહીં તહીં જરી ફરકી રહ્યા.
જાડી કશી બેડોળ કે રે દોરડા જેવી ડકર
મારી નસો સૌ સામટી ઊપસી રહી
(જેની મહીં વેગે વહેતા મત્ત મારા રક્તમાં
શત સૂર્યની ઉષ્મા હતી)......
"મળશું કદી" કહી તે નલિન ચાલ્યો ગયો...
કોલાહલોની ભીંસથી તૂટુંતૂટું થઈ આ રહ્યા
રસ્તા પરે
"મળશું નકી" બબડી કશું હું મૂઢ
વર્ષો વીસ મૂકી ક્યાંક મારાં ભૂલમાં
હું ભુલમાં આગળ અને આગળ કશે ચાલ્યો જતો...

## ઝાલાવાડી ધરતી | પ્રજારામ રાવળ

આ ઝાલાવાડી ધરતી!
આવળ, બાવળ, કેર, બોરડી, શુષ્ક, રુક્ષ, ચોફરતી.
અહીં ફૂલ કેવળ આવળનાં;
અહીં નીર અધિકાં મૃગજળનાં;
પુષ્પ, પત્ર, પાણી વિણ કાયા ઘોર ઉનાળે બળતી! — આ૦

જોજનના જોજન લગ દેખો,
એક નહીં ડુંગરને પેખો;
વિરાટ જાણે ખુલ્લી હથેળી સમથલ; ક્ષિતિજે ઢળતી! — આ૦

આ તે કોઈ જનમવેરાગણ?
કે કો ઉગ્ર તપંતી જોગણ?
સંન્યાસિની તણા નિર્મળ શુભ વેષે ઉર મુજ ભરતી! — આ૦

# ઝાલાવાડ | મિનપિયાસી

ઝૂલ, ઝાલાવાડ ઝૂલ
વૈશાખમાં છો વરવો તો યે
અષાઢમાં અણમૂલ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

હરિની હોય હથેળી એવી ભોંયમાં ગરવાં ગુલ;
ડગલે ડગલે દેખીએ એવાં ગાબડાં હળવાં ફૂલ;
ખોળલો મીઠો ખૂંદતાં છૈયાં
ધિંગી ઉડાડે ધૂળ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

નગર કેન્દ્ર સુરેન્દ્રનું શોભે કમળ શી તુજ કાય,
ગામગામોના પટ ને પંથો પાંખડી શા પથરાય,
લીલાંપીળાં ને લાલગુલાબી
પચરંગી પટકૂળ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

મારગ કેરે કાંઠડે એવી આવળ ઊભી હોય,
નીલમરંગી છાબમાં જાણે સોનલ ગુચ્છા રહોય,
કાંસણગારા કેરડા સંગે
શોભતી બાવળશૂળ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

ઝુંડ ઝુંડે તરબાવળા ઝૂલે, બોરડીયું બહુમૂલ,
સરસડાનાં શીશ ઊંચેરાં, અરણી ફૂલ અમૂલ,
રંગ રે વતન, રતન મારા
વ્હાલ તારાં વણમૂલ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

અંગમાં તારા રંગ કેસૂડાના, વનનાં જાણે વન,
ખાખરા-પાંદે ખૂંદતું કૂદે મોહી મોહી મારું મન,
માટીએ તારી હું ય માટી થઈ
કોળતો તારું કૂળ.
ઝૂલ, ઝાલાવાડ ઝૂલ.

## પારાવાર | વેણીભાઈ પુરોહિત

હું પોતે મારામાં છલકું
પંચામૃતનો મુખરિત પારાવાર.

હું છું મારો ફેનિલ આરો,
ને હું મુજ ઊર્મિલ મઝધાર,
પંચામૃતનો મુખરિત પારાવાર.

ફેનફેનના કુન્દધવલ કંઈ
ઘૂઘરના ધમકાર,
હું છું મારો સ્મિતસ્વરમંડલ,
ને હું મારો અભિહત હાહાકાર:
પંચામૃતનો મુખરિત પારાવાર.

હું મારો વિરહાકુલ પ્રેમી,
હું મારો અભિસાર—
સ્વયમ્ વિવર્તિત, સ્વયમ્ વિસર્જિત,
નશ્વર ને તોફાની તબડક
તરંગના તોખાર:
હું પોતે નિજ રેન સમાલું,
હું મારો અસવાર:
પંચામૃતનો મુખરિત પારાવાર.

ઋતમય તેજઋચા હું પોતે,
હું ઉદ્ગાતા ને હું શ્રોતા,
હું મુજ મંત્રોચ્ચાર:
અનંતમાં લીલામય રમતા
છંદલલિત ઉદ્ગાર:
પંચામૃતનો મુખરિત પારાવાર.

ચેતનમય જલચલ જલઅંબર
ફરફર ફરકે—
દૂરદૂર જઈ આત્મવિલોપનમાં
સહુ મરકે—
મોજમોજનાં ગેબગતકડાં,
ક્ષણભંગુરનો ક્ષણ ક્ષણ નવઅવતાર:
મોજાંનો છે રવ,
રવનાં છે મોજાં અપરંપાર:
પંચામૃતનો મુખરિત પારાવાર.

હું મારામાં અસીમ—સીમિત,
અવિરત ચંચલ,
અકલિત એકાકાર:
નિત્ય શિવોઽહમ્ નિત્ય જીવોઽહમ્,
હું પોતે મારામાં મલકું,
પંચતત્ત્વનો પુલકિત પારાવાર.

# શ્રાવણ નીતર્યો | બાલમુકુન્દ દવે

આ શ્રાવણ નીતર્યો સરવડે કોઈ ઝીલોજી
　　　　પેલાં રેલી ચાલ્યાં રૂપ હો કોઈ ઝીલોજી.
આ કપૂર-કાયા સરી જશે કોઈ ઝીલોજી
　　　　પેલા ઊડી ચાલ્યા ધૂપ હો કોઈ ઝીલોજી.

આ જલધારામાં ઝૂલતી કોઈ ઝીલોજી
　　　　પેલી તૂટે મોતનમાળ હો કોઈ ઝીલોજી.
આ લટ લહેરાતી લળી લળી કોઈ ઝીલોજી
　　　　પેલું કોણ હસે મરમાળ? હો કોઈ ઝીલોજી.

આ નથી ટપકતાં નેવલાં કોઈ ઝીલોજી
　　　　આ વરસે અમરત-મેહ હો કોઈ ઝીલોજી.
આ સમણાં કેરા કરા પડે કોઈ ઝીલોજી
　　　　આ નરદમ વરસે નેહ હો કોઈ ઝીલોજી.

આ ચળકે વાદળ-તલાવડી કોઈ ઝીલોજી
　　　　એની તડકે બાંધી પાળ હો કોઈ ઝીલોજી.
આ દિન વહી ચાલ્યો સુહામણો કોઈ ઝીલોજી;
　　　　આ રાત ચલી રઢિયાળ હે કોઈ ઝીલોજી.

આ દૂધે ધોયા ડુંગરા કોઈ ઝીલોજી
　　　　પેલી ઝરણાંની વણજાર હો કોઈ ઝીલોજી.
આ જતિ-સતીનાં તપ રેલે કોઈ ઝીલોજી,
　　　　પેલા શિવલોચન-અંગાર હો કોઈ ઝીલોજી.

## આવો ! | મકરન્દ દવે

અમે રે સૂકું રૂનું પૂમડું,
તમે અત્તર રંગીલા રસદાર;
તરબોળી દ્યોને તારેતારને,
વીંધો અમને વ્હાલા, આરંપાર:
આવો, રે આવો હો જીવણ; આમના.

અમે રે સૂના ઘરની જાળિયું
તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલાં ભોગળ-આગળા,
ભરો લખલખ અદીઠા અંબાર;
આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે ઉધઈ-ખાધું ઈંધણું;
તમે ધગધગ ધૂણીના અંગાર;
પડે પડ પ્રજાળો વ્હાલા, વેગથી,
આપો અમને અગનના શણગાર:
આવો, રે આવો હો જીવણ, આમના.

# છીએ દીવાના દાઝેલ | સરોદ

અમે અંધકારના છોરુ રે, છીએ દીવાના દાઝેલ.

તેજસકેરી હતી ન સંજ્ઞા કેવળ તમસ તરંગે;
ફરતા ફરતા હતા વિહરતા અંધકારના સંગે:
ધરી મનમાયાનું મોરું રે અમે લખ ચોરાસી ફરેલ—
અમે અંધકારના છોરુ રે, છીએ દીવાના દાઝેલ.

તરતો ફરતો દીપક આવ્યો અંધકારને નીર;
ઝબુક ઝબુકિયો પણ નવ ઠરિયો સૂસવતે ય સમીર:
એનું રૂપાળું મનહર મોરું રે, એનાં અંગો અગન રસેલ—
અમે અંધકારના છોરુ રે, છીએ દીવાના દાઝેલ.

આડી જઈ એ દીપક અમને સરી ગયો રે દૂર;
કરી ગયો રે આડી જતાંમાં કેવું કામણ ક્રૂર!
અવ ઝળહળ્યું જીવન કથીરું રે, અવ તેજ તેજની ટેલ.—
અમે અંધકારના છોરુ રે, છીએ દીવાના દાઝેલ.

## આવ્યાં છો તો— | જયંત પાઠક

આવ્યાં છો તો અહીં જ રહી જાઓ હવે, રાહ જોઈ
થાકેલાં આ નયન મીંચવા દો તમારા ઉછંગે;
કહેવાની છે કથની હજી તો દુ:ખની; રોઈ રોઈ
ગાળ્યા લાંબા વિરહદિન આશ્વાસનોના ઉમંગે.

લંબાવીને ભુવન ભરતું ગાઢ ઘોરે તમિસ્ર
જેમાં તારાગણ નહિ, નહીં ચાંદની ચંદ્રમાની;
એકાન્તોના હતું અધરપે મૌન જામ્યું અમિશ્ર,
હેરાયે ના કિરણરવની ઝાંખી યે જ્યાં નિશાની.

આવ્યાં છો તો અહીં જ રહી જાઓ હવે પાસ મારી;
વાંછું મારે ભવન દ્યુતિછાયા તમારી છવાય;
જામે રાત્રી દિવસ રસના ઉત્સવો ચિત્તહારી;
સૌની જીભે વિરલ ઊજળું ભાગ્ય મારું ગવાય.

સ્થાને સ્થાને તમ સહ રહો નામ ઉલ્લેખ મારો;
કે વિશ્વે ના અસફલ બને યોગ મારો તમારો.

# ડાંગવન | ઉશનસ્

અહો, કશું રૂપાળું મોં તવ અહીં સુહે છે, ધરા !
થતું મન મને પ્રિયે, અહીં કયહીં તને ચૂમવા,
નિબિડ સરલ દ્રુમોની વહી ગંધ આવે હવા,
અને સ્થલસ્થલે વહે વિમલ વારિ કેરા ઝરા.
અહો, કશી વનસ્પતિપુલક રોમેરોમે ફૂલે !
ચતુર્દિશ વીંટાયલા શિખરીઓ ઉંચા, વાહવા !
કશું ગિરિની ટાલ શું રતુમડું સુહે આહવા ![1]
બજાવત ફરે અહીં પવન બંસી વેણુકુલે,
શિશુકિસન શો કશો તુલસીકાનને ગોકુલે.
અને સમયરજ્જુના ઉકલી જાય સંધા વળો :
ફરી મન ફરી રહે અતીત રમ્ય ગોદાકૂલે;
ઢૂંઢું અહીં જ ક્યાં ઝરે ઝણકતાં સીતા-ઝાંઝરો...
રૂપેરી સરમાં લહું વિરહી રાઘવાશ્રુ-દ્રવ,
ઢૂંઢું હું પગલું, અહીં થકી ગયા પ્રભુ રાઘવ.

---

૧. ડાંગનું પાટનગર

## શ્યામ | નિનુ મઝુમદાર

મેશ ન આંજું, રામ !
લેશ જગ્યા નહીં, હાય સખીરી ! નયન ભરાયો શ્યામ.

એક ડરે રેખ ન ખેંચું ભલે હસે વ્રજવામ,
-રખે નયનથી નીર વહે તો સંગે વહે ઘનશ્યામ — મેશ૦

કાળાં કરમનો કાળો મોહન કાળું એનું નામ,
-કાજળની વધુ કાળપ લાગે કરશે કેવાં કામ — મેશ૦

## ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર | ગોવિન્દભાઈ પટેલ

રામજી આવે છે આપણી ફોર,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.
વેગથી વાગે વ્હાલપની છોળ,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.

કૂંપળથી પૂજવાને પાન વેરે પીપળી,
ફળવાને કાજ ફૂલ ધારે દાડેમડી,
જાગતી વનદેવી આઠેય પો'ર,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.
રામજી આવે છે આપણી ફોર;
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.

ખીલવી રાખ્યાં છે પદ્મફૂલો તળાવડે,
સંચી રાખી છે બધી સૌરભ વનવાયરે.
પંખી ઘૂંટે સ્વાગતના બોલ,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.
વેગથી વાગે વ્હાલપની છોળ,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.

સોહે નવ નવ ફૂલે ભક્તિની વેલડી,
સોહે કો રંગે તો સોહે કો ગંધથી,
મારે તો એક જ ફૂલનો ફોર,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.
રામજી આવે છે આપણી ફોર,
ભાવ તમે વ્હેલા વ્હેલા થાઓ ભોર.

# રસાયન | પિનાકિન્ ઠાકોર

શો આ પ્રચંડ જલનો જબરો જુવાળ!
કંઠાર ફોડી સહુ સાંકડી પાળ જાળ,
વેગે જતો ધસમસ્યો શું ફલંગ ફાળ,
ઘુરાટતો ઝૂઝવી કેસરી મત્ત થાળ.

આ એ જ નીર નીતરેલ ગભીર ધીરે,
વ્હે વિસ્તર્યાં વિપુલ શાંત સશસ્ય તીરે;
ને દાંત ન્હોર બનતા મૃદુ સ્નિગ્ધ જોયા,
એ રુદ્ર સિંહ વિકરાળ શું વ્હાલ-સોયા!

આ સર્વભક્ષી હુતવાહન અગ્નિ ચંડ
હેતાળ હૂંફ ઝૂલવે જગ પ્રાણ બાલક,
જે ઝેર જીવન હરે પલમાં પ્રચંડ,
તે ઔષધિ બની બને નવપ્રાણ-પાલક.

સંસારનું સુભગ સુંદર આ રસાયન,
સંક્રાંત જાવ કરી ઉત્તર દક્ષિણાયન.

# નિશ્ચય | હસિત બૂચ

હવે શિખર પ્હોંચવા નવ રહી સ્પૃહા, ના હવે
નભે જઈ વ્યોમનાં કિરણફૂલ ખંખેરવાં,
હવે ન ઉર ભીડવું ધનઉરે દૃઢાશ્લેષમાં,
રહ્યાં ક્ષિતિજપાર સ્વપ્ન અવ રોપવાં ના દૃગે.

અહીં અવ અહીં જ છે સફર ખેડવી; છો મને
મળ્યો ન પથ ઇષ્ટ, વા સુખદ સાથ, હૈયે રહ્યું
કશુંક કઠતું ભલે, ચરણ થાકતા, તોય મેં
શરૂ મજલ જો કરી, અવ ન છોડવી: એ ચહું.

હતું: શિખર લૈ જતો અહીં વળાંક ક્યાંયે નથી!
ઉદાસ અણજાણ લોક મહીં ભોમિયો રે, નથી!
હતું: ક્યમ ન વાય વાયુ દિશ કોઇથી, પાંખ જે
કરે મુજ સચેત? ઉષ્ણ રજ કાં દમે આંખને?

હવે પણ નથી નથી જ તજવો ગ્રહ્યો આ પથ:
મચું દિવસરાત, કે શિખર કો ચડે ઉન્નત.

# એના બદલામાં— | મીનુ દેસાઈ

ચાંદરણાં ચીતરતાં કવિરાજ બોલી ઊઠ્યા
"ધૂમાડો દેખીને શાને રસોડાથી નાસો છો ?
અલબેલી આંખડીની કીકીઓ એ કાળી કાળી
કવિપત્ની, તમે આહા ! કવિતા શા ભાસો છો !"

બોલ્યાં કવિપત્ની જરા આંખમાં મિજાજ લાવી
"કીકી કુંજમાંથી આવું કેટલુંક ચોરો છો ?
એના બદલામાં મને આપો છો શું ? કવિતામાં—
ઉરના ધૂમાડા વિના બીજું ક્યારે દોરો છો ?"

પૃથ્વીલોક મંગલ પ્રભાત

## પરલોકે પત્ર | હીરા રામનારાયણ પાઠક

હૃદયેશ !

પત્ર અંતે આવ્યો ખરો !
કે સદેહે આપનું જ આગમન !?
આપથકી આપનું આ આંગણ પાવન
અહોહો ! શો પત્ર ? દૃઢાશ્લેષ.
ચિત્તતણો ચિત્તને લાગ્યો પાસ અશેષ.
સાક્ષાત્ સન્નિધિનું સુખ, હૃદયેશ !
હું રળિયાત, ભીતરેબ્હારે :
—અંતરે અણુઅણુ અંકુરિત,
રોમેરોમ હર્ષોન્માદે કંટકિત;
છલોછલ જલસભર કચોળું ;
જયું જલતરંગથી ઝંકારિત,
તથું સૌહાર્દથી,
સારું યે હૃદય સ્પંદિત.

જાણો, પત્રપાનતણો કેટલોય શોષ ?
ઔત્સુક્યે, પ્રતીક્ષાએ અવધિ.
અંતમ, ભારે રોષ.
—તમે કહો તેમ—
મુને જ પ્રજ્વલિત કરી દિયે,
તેવો માગે તીવ્ર આક્રોશ.

સાચું કહું ? માનશો કે ?
પુનઃપુનઃ પત્રપેય, ધરાઉં નહિ,
રોમહર્ષણ, રસવર્ષણ છાંડી જાઉં નહિ.
તમે કથી તે,—ના, લખી તે
તલેતલ વાત,
લહી તેથી આપની એ
મૃદામય આકૃતિ સાક્ષાત્.
ને મહાશય ! આમ જરા લાગે જાવ,
તો જાણો નિશ્ચે, વિરહ વિદારનાર થાવ.

પણ અરે !
આ તે તમને થયું છે જ શું ?
ચાટૂક્તિ પર ચાટૂક્તિઓ ચઢાવીને
ઠીક રીઝવી હું ઋજુને—મુગ્ધને !
એમ, ખાયું તો નથીને,
સદૈવ વિદૂરદૂર વસવુંને ?

પણ પૂછું ? સાચું કહેજો હો.
ગમે તેવું ગમે પરલોકસ્થાન,
કહો ક્યાંથી લાવશો,
આ 'ઠકુરાણી' તણાં નેહધ્યાન ?
વિરહસૌખ્ય-મુક્તિનો ઉલ્લાસ,
ઠીક તમો માણવાને નીસર્યા છો !
પણ કહો નક્કી,
એક ક્ષણે શું વિસારો છો ?
સદા કરી થાવા મુક્ત,
તમે કરો વીસરવાનું,
કશું કે દિયે છ ક્યાં,
તમોને વિસ્મૃતિએ સરવાનું ?

હેં ભલા ! પૂછું જરી એક વાત ?
તમે રહો એ આવાસ,
એવો તે કેવોક છે અદ્ભુત ?
તમારા ભાવથી—સ્વભાવથી
શું અતિસંગત ?
—નહિતર, આમ હોય નહિ—
પલ વીતી, દિન વીત્યા, માસ વીત્યા
રે વીત્યાં વીત્યાં વર્ષોનાં વ્હાણાં !
ને તો ય આમ... ?
આવ્યા વિના રહો નહિ !
કે શું સાવ નમેરા ?
પણ રહો.

એ અદ્‌ભુત મુલકની મુને
સ્હેજ સ્હેજ ઝાંખી.
કહું ?
એ અવર્ણ્યનું કરી જાઉં બ્યાન ?

અચલ, અક્ષુબ્ધ,
અવિક્ષિપ્ત, પ્રશાન્ત,
ન જાય ભાખી,
એ દશા સ્થલકાલકેરી તિહાં;
આઠે પ્હોર આપે સાધી ખોજ
— પેલા, તમે વદ્યા તેહ —
અગમ્ય, અગ્રાહ્ય, અદ્‌ભુત
કાલતત્ત્વકેરા આકલનતણી ખોજ.
જાણે કોઈ ઇશ્કીને
પડી ગઈ મોજ !

પણ અરે ! અરે !
ભૂલી, હું તો છેક ભૂલી !
જ્યાં સ્થલકાલ જ નહીં,
તેની વાત કેવી ?

દિશાકાલાવચ્છિન્ન, અનુચ્છેદ્ય
સર્વ એકાકાર,
અનંતર, સિદ્ધશુદ્ધ,
અદૃષ્ટ, અશ્રુત,
અમંત, અવિજ્ઞાત
એ અક્ષર તત્ત્વ !
નકાર ને સર્વભાવવિરહિત.
ત્રિકાલાબાધિત, સર્વદ્વન્દ્વપર
પૂર્વે મનીષીએ,
ભાખેલ તે ભૂમા.

એવું પર કેરું પરમ સ્વરૂપ :
સાધકે સાધકે કળાય નવ રૂપ —

ચેતનાસ્વરૂપ.
જેને જે જે દૃષ્ટિ લાધી,
તે તે સમાધિ રહે સાધી,
પૂર્ણપ્રતિ સાધનાએ, પ્રત્યેકે
પરમ એ પૂર્ણ લેવો બાંધી.

મારે માનુષી મુખે એ
'નેતિ નેતિ' કહી વર્ણવાય,
તેનો ભાવાત્મક અનુભવ,
હે આત્મસ્થ ! આપથકી થાય..
તમોને તે ઋત કેવું
સુંદર સ્વરૂપે પ્રત્યક્ષ થાય !
તેની મુને રાતદિન રઢ થાય.

તેથી, જત લખવું કે,
એ પરલોક
જોયાંની મને હોંશ,
રહ્યાંની મને હોંશ.
વળી આંહીં કાંઈ નથી બાકી :
હાવાં જીવ લાગે નહિ.
બ...ધું સમેટ્યું, બ...ધું તૈયાર.
તો બોલાવી લ્યો,
એટલી જ વાર.
ને પ્રિય !
પેલી જે વીસર્યાં
તમારી માનીતી લેખણ,
તેય સંગે લાવું ને?
લખજો.
તેડું વેળાસર મોકલજો.

એ જ

લિખિતંગ
તમભણી પ્રયાણાર્થે
ઉત્સુક, ના, તત્પર – ન
દર્શનાભિલાષ.

# વિદાય | ગીતા પરીખ

"થયો સમય ગાડીનો, અવ વિલમ્બ ના ચાલશે.
જવું તરત માહરે, પણ ન છોડતાં બાળ આ.
કહે, લઈ શકું રજા કયમ મનાવીને એમને?"

'કહે, લઈ શકે રજા કયમ મનાવીને આ મને?'
'મનાવશી તને સહેલી, નહિ "ના" કહે તું કદી;
પરંતુ શિશુ આ...'
ત્યહીં રણકી ગાડીની ઘૂઘરી
અને ચડી ગયો, વળ્યો, વહી ગયો...
અહીં બાળકો
ક્ષણેકમહીં ભૂલીને તુજ વિદાય જંપી ગયાં;
પરંતુ નહિ 'ના' જવાની કદી કહેતું હૈયું જ આ
હઠીલું નહિ 'હા' જવાની કહીનેય જંપે જરી!

# સાગરિકાનું સ્વપ્ન | કમલ વૈદ્ય

મારી જ આ નિ:સીમ ગરિમાનું મને બંધન!
    હે સૌમ્ય, ઉજ્વલ ચંદ્ર!
નભને પંથ તારો નિત્ય ન્યાળું વિહાર;
        મુદ્રા ધીર કેવલ શાન્ત...

રે ન્યાળું તને ત્યાં
    ઝંખના (વિહ્વળ તરંગ) ઉછાળ લે અવકાશમાં:
    નિર્વાહ્ય એનાથી ન મારો ભાર
    પલપલ ધાય ને પછડાય; રે
મારી જ આ નિ:સીમ ગરિમાનું મને બંધન...

    મને થાતું
પણે જે તીર પર ઊભું તમાલનું વૃક્ષ
        એના જેવી જો
વિસ્તીર્ણ મારાં વારિને બસ પાતળી ઊંચાઈ લાધી જાય—
    તો......
        તો......

## ઇજન | રમેશ જાની

આવ હે !
આવ, હૈયું ધરી હું ઊભો
આવ; સંકોરવા વાટને તું ફરીઃ
આવ, જ્યોતિ શમી આજ મારી ગઈ !

આવ ! હિમાચળેથી થઈ શીતળી
વાયુ કેરી મૃદુ મંદ લહરી
રોજ પ્રાગડ સમે થનગની જીવને
મૂર્તિ સ્વયમેવ તું ચેતનાની બની !

આવ હે !
આવ ! જો ! શાંતિ મૂર્છા તણી છાઈ શી !
આજ સળગાવી એ મુક્તિ દે તું ખરી,
આવ હે, આજ બન્ધન ચિતાનાં ભરી.

આજ મારાં બધાં
ફૂલડાં તો બન્યાં
રંગ ને ગંધ હીણું અભાગી.
આજ લાલી ગઈ મુગ્ધ ઉષા તણી
આજ સંધ્યા તણી મસ્તી ગઈ મદભરી
ભાનુ-અંગે સદા જે સમાતી !
રૌદ્ર એ લુપ્ત થઈ લાલિમાયે ગઈ
આજ મધ્યાહ્નની !

આવ હે, આવ તું
મુગ્ધ પ્રત્યૂષ બની
દેહ મીઠાં ગુલાબો બધાંયે ધરી !
આવ, વા રક્ત થઈ સાંધ્યરંગો સમી
ખેલવા ડૂબવા સાગરે માનિની,
કે પછી સૂર્યની તપ્ત રશ્મિઝડી
આવ વર્ષાવવા ખુદ તાંડવ બની,
આવ હે !

## તાજના દર્શને | રમણ કોઠારી

એ ધન્ય રાત્રી!
એ પ્રેમના પંથનાં અમર યાત્રી!
એ કૃષ્ણ-રાધા!
એ શાહ-મુમતાઝની પ્રણય-બાધા!
કાલિંદીનો એ ઝુરતો કિનારો!
    ઝૂર્યા વિના જ્યાં નથી કોઈ આરો!

એ સ્વપ્નભોમ!
જગવી ગઈ જે મમ રોમ રોમ,
રોમાંચકારી
ઝીણી ઝિણી ગુંજતી ત્યાં સિતારી!
જાગી ઊઠી અંતર કોરતી સ્મૃતિ:
    રુંવે રુંવે એકલતાની ઝંકૃતિ.

આ જન્મફેરો:
નર-નારના પ્રેમમાં જે નમેરો!
જગવે પિપાસા:
    મૃત્યુ લગી જેની છુટે ન આશા!
આ દર્દ! આ પ્યાસ! ન્યોછાવરી આ!
    પ્રેમીજનો પ્રેમમાં શું કમાયા!—

તોયે ભર્યા પ્રેમનો આ અજંપો
છલકાવી દે જીવિતનો કટોરો,
જે ખાલી ખાલી!
અદીઠ માધુર્યનવાણ વાળી,
ઉન્મત્ત આ પ્રેમની શી ખુમારી!
    શી જિંદગાની!

# માણેકડું | વિનોદ અધ્વર્યુ

કાળિયો કુંભાર, ઘેર ગધેડાં છે બાર,
એમાં એક છેક અડિયલ માણેકડું નામનું;
ખડ ખૂબ ખાય તોય ભાર ઊંચકાય નહિ,
કાળિયાને લાગે નહીં કદી કશા કામનું.

કાળિયો બિચારો કોટિ ઉપાય વિચારે, ડીફાં
દસવીસ મારે, પણ માને જડ જાત રે?
આખર ઉપાય મળ્યો એક અચાનક જ્યારે
ગાજર દેખીને દોડ્યું માણેકડું ખેતરે!

લાંબી એક લાકડીને માણેકની પીઠે બાંધી,
લટકાવી દીધાં ચાર ગાજર જ્યાં સોખરે,
લાલચે લોભાઈ દોડે માણેક બિચારું હવે,
રોજ ખેંચે બોજ, પામે ગાજર ના એક રે!

કાળિયાની જુગતીથી લોક બહુ રાજી થાય,
વિમાસું હું માણેકનું દેખી મોં દયામણું.
આપણે ન દોડી રહ્યા ગાજરની લાલચે જ?
કોકે લટકાવ્યું સામે સપનું સોહામણું!

# અમીં મોયાં જી રે | પ્રદ્યુમ્ન તન્ના

તુંને ના કાન! તારી મોરલીને વેણ અમીં મોયાં જી રે!
સાંભળી છે ત્યારની આ નેણાંની નીંદ ને
ચિત્તડાનાં ચેન અમીં ખોયાં જી રે,
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

ઊમટી આષાઢની હેલીની જેમ કશું ઊઘલી ઊઘલીને જયેં ગાતી,
એવા ઉમંગ-લોઢ હૈયે હિલોળતી કે છાતી તો ફાટફાટ થાતી!
હરખ-મૂંઝારે તયેં બાવરાં બનીને હાય!
દા'ડી ને રેણ અમીં રોયાં જી રે,
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

એકલાં અમીં ન કાંઈ ઘેલાં રે બોલ ઈને, ઘેલાં વિહંગનાં ટોળાં,
ડોલે કદંબની કુંજ બધી તાનમાં, ને જમનાયે લેત કૈં હિલોળા!
સૂરની તે વાંહોવાહ ખીલડેથી ભાગતાં
વાછરાં ને ધેન અમીં જોયાં જી રે,
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

મેલી વજાડવું હાલ્યા કયાં આમ અરે એવું શું મનમાંહી લીધું?
જીવતરના સમ! રાખી હૈયે આ હાથ જુવો, હાચું જો હોય જરી કીધું!
એટલું ન જાણીએ કે કાઠના ઈ કટકામાં
કાળજનાં કેણ તમીં પ્રોયાં જી રે!
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

કહે કોણ 'ગાલિબ' કે ગઝલો લખાતી?
જે ટપકે કલમથી એ આંસુ ગઝલ છે.

—ગાલિબ

૦

મટેલા આશ પર પહોંચી કોઈ શાહબાઝ પૂછે છે,
અહીં આસ્માન છે કે કોઈની પાલવકિનારી છે?

— શાહબાઝ

# અમીં મોયાં જી રે | પ્રદ્યુમ્ન તન્ના

તુંને ના કાન! તારી મોરલીને વેણ અમીં મોયાં જી રે!
સાંભળી છે ત્યારની આ નેણાંની નીંદ ને
ચિત્તડાનાં ચેન અમીં ખોયાં જી રે,
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

ઊમટી આષાઢની હેલીની જ્યમ કશું ઊધલી ઊધલીને જયેં ગાતી;
એવા ઉમંગ-લોઢ હૈયે હિલોળતી કે છાતી તો ફાટફાટ થાતી!
હરખ-મૂંઝારે તયેં બાવરાં બનીને હાય!
દા'ડી ને રેણ અમીં રોયાં જી રે,
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

એકલાં અમીં ન કાંઈ ઘેલાં રે બોલ ઈને, ઘેલાં વિહંગનાં ટોળાં,
ડોલે કદંબની કુંજ બધી તાનમાં, ને જમનાયે લેત કૈં હિલોળા!
સૂરની તે વાંહોવાહ ખીલડેથી ભાગતાં
વાછરાં ને ધેન અમીં જોયાં જી રે,
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

મેલી વજાડવું હાલ્યા કયાં આમ અરે એવું શું મનમાંહી લીધું?
જીવતરના સમ! રાખી હૈયે આ હાથ જુવો, હાચું જો હોય જરી કીધું!
એટલું ન જાણીએ કે કાઠના ઈ કટકામાં
કાળજનાં કેણ તમીં પ્રોયાં જી રે!
કાન! મોરલીને વેણ અમીં મોયાં જી રે!

કહે કોણ 'ગાફિલ' કે ગઝલો લખાતી ?
જે ટપકે કલમથી એ આંસુ ગઝલ છે.

—ગાફિલ

૦

મઢેલા આભ પર પહોંચી કોઈ શાહબાઝ પૂછે છે,
અહીં આસ્માન છે કે કોઈની પાલવકિનારી છે ?

— શાહબાઝ

અમે પાગલ, અમારે ભેદ શો ચેતન-અચેતનમાં,
પ્રતિમા હો કે પડછાયો હું આલિંગન કરી લઉં છું.
— 'અકબર'ભાઈ જસદણવાલા

અંચળો અજ્ઞાનનો ઓઢી જટિલ રડતું રહ્યું,
બિન્દુએ જાણ્યું નહીં કે એ સ્વયં સાગર હશે!
— 'જટિલ'

ફૂલ આપ્યાં ને મળ્યા પથ્થર કદી તેનેય પણ,
પ્રેમથી પારસ ગણી દાતાર પર હસતો રહ્યો.
— જમિયત પંડયા 'જીગર'

આ સભા છે મૌનની એ ખ્યાલમાં હોવા છતાં —
કાં રહ્યો ના 'વિશ્વરથ' તું ગીત લલકાર્યા વિના?
— 'વિશ્વરથ'

વમળ કેરી થપાટોએ ફગાવાઈ છે આરે, પણ —
અમારી નાવ ક્યાં ડૂબી, કિનારા કંઈ નથી કહેતા.
—'સાલિક' પોપટિયા

નહીં તો આ કૃપાને પાત્ર હું નહોતો કદી 'નાઝિર'
અજાણે થઈ ગયું લાગે છે મારાથી નમન જેવું.
— નાઝિર દેખૈયા

જીવન તો પ્રેમમાં પૂરું થઈ ગયું, 'નૂરી'!
અને આ આંખ પરસ્પર હજુ લગી ન મળી!
— 'નૂરી'

કદમ મંઝિલ તરફ ભરતા પ્રવાસીને ખબર ક્યાં છે?
કે અધવચ કાળ એનો કાફલો અટકાવશે ક્યારે?
— અંબાલાલ ડાયર

સુખ દુઃખ તો ફરતી છાંવ છે ચિંતા ન કર 'હણીબ'
વર્ષા તો આવી જાય સમય પર કહ્યા વિના.
— મસ્ત 'હબીબ' સારોદી

આદિ ને અંત એક હતાં જિંદગી મહીં
ના કો ધરા હતી અને ના કો ગગન હતું.
— મહેન્દ્ર 'સમીર'

નહીંતર નીર ખારાં આમ 'સાકિન' ના ધસી આવે,
અમી ભરપૂર આંખોને શું દરિયાની નજર લાગી?
— 'સાકિન' કેશવાણી

સમય એવાય આવે છે કદી આ જિંદગાનીમાં,
કે જ્યારે સાથમાં ખુદના જ પડછાયા નથી હોતા!
— 'મુકબિલ' કુરૈશી

હું બહુ બદનામ છું 'મનહર', ખબર છે એટલે,
એમને હું મુજ કથામાં ક્યાંય સાંકળતો નથી.
— મનહર ચોકસી

ના ઘટા છાઈ શકે આવી કદી વૈશાખે
એમણે મારા પ્રણય-પત્રો જલાવ્યા તો નથી?
— ચંદ્રકાન્ત 'સુમન'

## સ્વ. અનંત ઠક્કર 'શાહબાઝ' | ડૉ. બટુકરાય પંડ્યા

શરદની પૂર્ણિમા તુજ ભરવસંતે જ્યાં ખીલી રહી'તી,
અચાનક કાળની વીજળી 'કપિલવસ્તુ' ઝીલી રહી'તી.

સ્વજન 'સિદ્ધાર્થ' 'મજનુ'ની ત્યહીં આંખો પીગળતી'તી,
સૂફીના મૃત્યુની, 'શાહબાઝ'ની સ્વારી નીકળતી'તી.

અમારાં અશ્રુથી શાહબાઝ! પાંખોને ભીંજાવી લો,
ફરી 'ઉદ્ગાર'ની એ પંક્તિઓ અમને સુણાવી દો.

"ઊડો જો સાથમાં એક ઉડ્ડયનમાં હું ઊડાવી દઉં,
કઝાને, હસ્તીને, ઉત્ક્રાંતિને, દિક્કાલ-આરાને."

## સ્વજન સુધી | 'ગની' દહીંવાલા

દિવસો જુદાઈના જાય છે, એ જશે જરૂર મિલન સુધી
મને હાથ ઝાલીને લઈ જશે, હવે શત્રુઓ જ સ્વજન સુધી.

ન ધરા સુધી, ન ગગન સુધી, નહિં ઉન્નતિ, ન પતન સુધી,
અહીં આપણે તો જવું હતું, ફક્ત એકમેકના મન સુધી.

હજી પાથરી ન શક્યું સુમન, પરિમલ જગતના ચમન સુધી,
ન ધરાની હોય જો સંમતિ, મને લૈ જશો ન ગગન સુધી.

છે અજબ પ્રકારની જિંદગી! કહો એને પ્યારની જિંદગી,
ન રહી શકાય જીવ્યા વિના! ન ટકી શકાય જીવન સુધી.

તમ રાંકના છો રતન સમાં, ન મળો હે અશ્રુઓ ધૂળમાં,
જો અરજ કબૂલ હો આટલી, તો હૃદયથી જાઓ નયન સુધી.

તમે રાજરાણીના ચીર સમ, અમે રંક નારની ચૂંદડી,
તમે બે ઘડી રહો અંગ પર, અમે સાથ દઈએ જીવન સુધી.

જો હૃદયની આગ વધી 'ગની', તો ખુદ ઈશ્વરે જ કૃપા કરી,
કોઈ શ્વાસ બંધ કરી ગયું, કે પવન ન જાય અગન સુધી.

# ગળતું જામ છે | 'મરીઝ'

મેં તજી તારી તમન્ના તેનો આ અંજામ છે,
કે હવે સાચે જ લાગે છે કે તારું કામ છે.

બે સ્ખલન બે ત્રણ પ્રસંગોમાં, મને પણ એ કબૂલ,
કોણ જાણે કેમ આખી જિંદગી બદનામ છે!

એક વીતેલો પ્રસંગ પાછો ઉજવવો છે, ખુદા!
એક પળ માટે વીતેલી જિંદગીનું કામ છે.

મારી આ મજબૂર મસ્તીનો નશો ઉતરી ગયો,
આપ પણ એવું કહો છો કે મને આરામ છે!

કોણ જાણે કેમ સાંભળતાં જ દિલ દુખતું હશે,
હું તો માનું છું કે તારું નામ, પ્યારું નામ છે.

આપની સામે ભલે સોદો મફતમાં થઈ ગયો,
એમ જો પૂછો બહુ મોંઘાં અમારાં દામ છે.

જિંદગીના રસને પીવામાં કરો જલ્દી, 'મરીઝ'!
એક તો ઓછી મદીરા છે ને ગળતું જામ છે!

# લિજ્જત છે! | અમૃત 'ઘાયલ'

ગજરું આંખોમાં કાજળ થઈ, લહેરાઈ જવામાં લિજ્જત છે,
ચર્ચાનો વિષય એ હોય ભલે, ચર્ચાઈ જવામાં લિજ્જત છે!

વેચાઈ જવા કરતાંય વધુ વહેંચાઈ જવામાં લિજ્જત છે,
હર ફૂલ મહીં ખુશ્બો પેઠે ખોવાઈ જવામાં લિજ્જત છે.

પરવાના પોઢી જાયે છે ચિર મૌનની ચાદર ઓઢીને,
હે દોસ્ત, શમાની ચોખટ પર ઓલાઈ જવામાં લિજ્જત છે.

દુઃખ પ્રીતનું જ્યાં ત્યાં ગાવું શું? ડગલે પગલે પસ્તાવું શું?
એ જોકે વસમી ઠોકર છે પણ ખાઈ જવામાં લિજ્જત છે.

જે અંધ ગણે છે પ્રેમને તે આ વાત નહીં સમજી જ શકે:
એક સાવ અજાણી આંખથી પણ અથડાઈ જવામાં લિજ્જત છે..

એ વાત કરીને પારેવાં થઈ જાયે છે આડાંઅવળાં,
કે આમ પરસ્પર ગૂંથાઈ, વીખરાઈ જવામાં લિજ્જત છે!

સારાનરસાનું ભાન નથી પણ એટલું જાણું છું 'ઘાયલ'
જે આવે ગળામાં ઊલટથી એ ગાઈ જવામાં લિજ્જત છે.

# નથી પ્હોંચ્યાં | 'કિસ્મત' કુરૈશી

મને લાગે છે કે મારાં તને પૂજન નથી પ્હોંચ્યાં,
નકર મુજ દ્વાર પર કાં તુજ ચરણ પાવન નથી પ્હોંચ્યાં?
જીવન-સંધ્યા સમે પણ એ જ રંગત, એ જ લાલી છે;
કહ્યું કોણે કે કામમ કોઈનાં જોબન નથી પ્હોંચ્યાં?
નજર સામે જ ઝાકળ રૂપે તારાં અશ્રુ ચળકે છે;
પછી હું કેમ માનું તુજને મુજ ક્રંદન નથી પ્હોંચ્યાં?
નયન કરતાં હૃદય તુજથી ઘણું નજદીક લાગે છે;
સ્મરણ પ્હોંચીને ઝંપ્યાં તોય તુજ દર્શન નથી પ્હોંચ્યાં.
કોઈની વેણીએ વેરાન સહરાને મહેકાવ્યું,
સુમન પ્હોંચી ગયાં ત્યાં, જ્યાં હજી ઉપવન નથી પ્હોંચ્યાં.
અરે થઈ જાત સ્વર્ગે અપ્સરાનાં રૂપ કોડીનાં;
એ સારું છે કે ત્યાં તુજ રૂપનાં વર્ણન નથી પ્હોંચ્યાં.
નહીં સમજાય એને ભેદ સાચો રાત્રિ-શોભાનો,
તળેટીને શિખરનાં જ્યાં સુધી ચુંબન નથી પ્હોંચ્યાં.
કહે છે કોણ કે સમદૃષ્ટિ સાગર, તેં નથી રાખી?
ક્યા ઓવારે તારાં મસ્ત આંદોલન નથી પ્હોંચ્યાં?
ભરેલી જિંદગાનીમાં નરી કડવાશ બોલે છે,
અમારે કાને તારાં મિષ્ટ સંબોધન નથી પ્હોંચ્યાં.
છે સાક્ષી કારમા ઘાના નિરંતર દઝતા ઝખ્મો,
કે આ ઝખ્મી સુધી કોઈનાંય આશ્વાસન નથી પ્હોંચ્યાં.
નથી ત્યાં ત્યાં પ્રણયઉષ્મા, નથી તૃષ્ણા, નથી ચેતન,
હજી 'કિસ્મત' તણાં જ્યાં જ્યાં હૃદય-સ્પંદન નથી પ્હોંચ્યાં.

# કથાઓ રહી ગઈ | 'શૂન્ય' પાલનપુરી

વિરહ-પીડા ન ઘટી, ક્રૂર ઘટાઓ રહી ગઈ,
મારા જીવનના મુકદ્દરમાં કઝાઓ રહી ગઈ.

કોઈને યાદ ફક્ત મારી વફાઓ રહી ગઈ,
હાય, મુજ સત્ય હકીકતની કથાઓ રહી ગઈ.

એના લીધે જ હતું જાણે આ તોફાન બધું,
નાવ ડૂબી તો પ્રતિકૂળ હવાઓ રહી ગઈ.

તારી રહેમતની વધારી જગે શોભા ફોકટ!
મારી નિર્દોષ ગુનાઓની સજાઓ રહી ગઈ.

આખરી એક નજરનું જ હતું કામ ફક્ત,
દર્દ દેનારના હાથોમાં દવાઓ રહી ગઈ.

પાર મુજ ધૈર્ય-કસોટી ન ઉતરવા પામી,
હોઠ પર આવીને લાચાર દુઆઓ રહી ગઈ.

'શૂન્ય' છલકાઈ મદીરા છતાં ઉભરો ન ગયો,
જામમાં કોઈના યૌવનની અદાઓ રહી ગઈ.

## 'વીણાનો તાર' | બરકત વીરાણી 'બેફામ'

જીવનને સ્વપ્ન માનું છું, મગર ત્યાગી નથી શકતો,
છું એવી જાગૃતિમાં કે વધુ જાગી નથી શકતો.

ફૂલો વચ્ચે ઓ મારા પ્રાણ, વાયુ જેમ ફરજે તું;
કે વાયુને કોઈ કાંટો કદી વાગી નથી શકતો.

જગતને તેજ દેવા હું સૂરજની જેમ સળગું છું,
છે એક જ દુ:ખ કે હું સુખના દિવસ માગી નથી શકતો.

અલગ રાખી મને મુજ પર પ્રણયના સૂર ના છેડો,
વીણાનો તાર છૂટો હોય તો વાગી નથી શકતો.

જગતના કેદખાનામાં ગુનાહો પણ થતા રહે છે,
સજા છે એ જ કે એ જોઈ હું ભાગી નથી શકતો.

બુરાઓને અસર કરતી નથી સોબત ભલાઓની,
ફૂલોનો રંગ કાંટાને કદી લાગી નથી શકતો.

ગુમાવેલાં જીવનનાં હાસ્ય તો પાછાં મળે ક્યાંથી?
જમાનાએ લુટેલાં અશ્રુ પણ માગી નથી શકતો.

ગમે ત્યારે ગમે ત્યાં મેઘ વરસી જાય છે જગમાં,
રુદનને કાજ કોઈ પણ નિયમ લાગી નથી શકતો.

જગતના ઘાવ સામે તું અડગ થઈને રહે 'બેફામ',
કે પર્વતને કદી પથ્થર કોઈ વાગી નથી શકતો.

| 'સૈફ' પાલનપુરી

ખુશ્બુમાં ખીલેલાં ફૂલ હતાં ઊર્મિમાં ડૂબેલાં જામ હતાં,
શું આંસુનો ભૂતકાળ હતો — શું આંસુનાં પણ નામ હતાં.

થોડીક શિકાયત કરવી'તી થોડાક ખુલાસા કરવા'તા,
ઓ મોત જરા રોકાઈ જતે — બે ચાર મને પણ કામ હતાં.

હું ચાંદની રાતે નીકળ્યો'તો ને મારી સફર ચર્ચાઈ ગઈ,
કંઈ મંઝિલ પણ મશહૂર હતી — કંઈ રસ્તા પણ બદનામ હતા.

જીવનની સમી સાંજે મારે જખ્મોની યાદી જોવી'તી,
બહુ ઓછાં પાનાં જોઈ શક્યો — બહુ અંગત અંગત નામ હતાં.

પેલા ખૂણે બેઠા છે એ 'સૈફ' છે મિત્રો જાણો છો ?!
કેવો ચંચલ જીવ હતો ને કેવા રમતા રામ હતા !

## ઇન્સાનથી ઈશ્વર સુધી | રતિલાલ 'અનિલ'

છું અષાઢી મેઘથી તે શ્રાવણી ઝરમર સુધી?
તું જ છે વ્યાપેલ ઝંઝાવાતથી મર્મર સુધી!
એક ધરતીની લીલા ને બીજી આકાશી કળા,
રાત દી ચાલ્યા કરી – ઇન્સાનથી ઈશ્વર સુધી.
એટલો શ્રદ્ધા-અશ્રદ્ધાનો લીલા-વિસ્તાર છે—
દેવના મંદિરથી કે માનવીના ઘર સુધી.
શું વળી સન્માન ને અપમાન બીજાં, વિશ્વમાં?
પ્યારને ધિક્કાર છે પૂજા અને ઠોકર સુધી.
ખેલતો કલ્લોલ ને આંદોલતો ગંભીર પણ,
એક અનહદ નાદ છે ઝરણાથી તે સાગર સુધી.
રંગ બદલે એટલે પરખાય ના એ તો ખરું—
પ્રેમ વ્યાપક છે બધે ધિક્કારથી આદર સુધી.
શું છે કોમળતા અને શું ક્રૂરતા – જાણી જશે:
શોધ એને એટલામાં – ફૂલથી પથ્થર સુધી.
માર્ગ ને મંજિલ અગર જો હોય તો તે ત્યાં જ છે;
ચાલનારાના ચરણ ને પંખીઓના પર સુધી.
જે અહીં સંકુલ દીસે છે તેમ છે વ્યાપક ઘણું,
જોઉં છું સૌંદર્યને હું કણથી તે અંબર સુધી.
કોઈનું દર્શન અહીં એથી નથી આગળ ગયું
છે અહીં ચર્ચા બધી – નશ્વરથી તે ઈશ્વર સુધી.
ભાવનાઓ, કલ્પનાઓ, ઊર્મિઓ, તર્કો 'અનિલ'
મારાં દિલ–મનમાં ઊઠ્યાં – ઇન્સાનથી ઈશ્વર સુધી.

| મધુકર રાંદેરિયા

લાગે છે અવાચક થૈ ગઈ છે કલબલતી કાબર બ્હાર બધે;
ન્હૈં તો અહીં એકી સાથે આ શાયરના અવાજો શા માટે ?

આકાશી વાદળને નામે આ વાત તમોને કહી દઉં છું,
કાં વરસી લો, કાં વિખરાઓ આ અમથાં ગાજો શા માટે ?

મારો તો ઇરાદો છે ખાલી કવિતામાં કામણ પૂરવાનો,
ત્યાં રૂપની આડે ઘૂંઘટના બેઢંગ રિવાજો શા માટે ?

આ જલતી શમાને ઠારો ના આ પરવાનાને વારો ના.
એ પ્રેમની પાગલ દુનિયામાં વહેવારુ ઇલાજો શા માટે ?

કોઈ કહેશો કે મયખાનાની શી હાલત છે સાચે સાચી,
'પી' 'પી' કહેનારા બોલે છે આ 'પાજો' 'પાજો' શા માટે ?

દફનાઈ જવા દો ગૌરવથી એ જ્યાં જનમે છે ત્યાં ને ત્યાં
આંસુ ને નિસાસાની કાંધે મહોબતનો જનાજો શા માટે ?

નમન નમનમાં હોય છે કૈં વધતો ઓછો ફેર નકી,
ન્હૈં તો આ નમેલી નજરે અમને આપ નવાજો શા માટે ?

આ દિલને તમારે માટે તો બચપણથી અનામત રાખ્યું છે,
આ સ્હેજ ઉમરમાં આવ્યાં કે આ રોજ તકાજો શા માટે ?

આ વાત નથી છાની છપની ચર્ચાઈ છે જાહેરમાં સઘળે,
શરમાળ કુસુમને કહી દો કે—'મધુકર'નો મલાજો શા માટે ?

# બે મુક્તકો | શેખાદમ આબુવાલા

## હું ગુલાબી આદમી છું

હું ગુલાબી આદમી છું, મારી દોલત છે જુદી,
ધારણા છે તેવો વ્યવહારુ નથી, મસ્તાન છું;
કોઈનું રૂપેરી મુખ ને કોઈની સોનેરી લટ—
લો જુઓ, યૂરોપમાં હું કેટલો ધનવાન છું!

—(જર્મની)

## કાગળ નથી લખાતા

કાગળ નથી લખાતા તેથી ફિકર ન કરશો,
બીજાની જેમ મારે માથે ય તો ખુદા છે!
યૂરોપમાં રહું છું તેથી ભલા થયું શું?
ભારતને કેમ ભૂલું, ભારતમાં મારી મા છે.

—(ફ્રાન્સ)

On and on flows the river and suddenly takes a turn. So is the case with literature. Literature does not always flow in a straight line. When it takes a turn, it is known as 'modern'. Thus modernity is related more to attitude towards the vision of the things, than the time itself.

– Rabindranath Tagore

# છિન્નભિન્ન છું | ઉમાશંકર જોશી

છિન્નભિન્ન છું.
નિચ્છંદ કવિતામાં ધબકવા કરતા લય સમો,
માનવજાતિના જીવનપટ પર ઊપસવા મથતી કોઈ ભાત જેવો,..
ઘેરઘેર પડેલ હજી નવ-હાથ-લાગ્યા ભિક્ષુકના ટુકડા જેમ,
વિચ્છિન્ન છું.

કોણ બોલી? કોકિલા કે?
જાણે સ્વાગ્ય ઑફ કરી દઉં.

તરુઘટામાં ગાજતો આ ગુલગુલાટ—
કુદરતના શું રેડિયોનો
સાંસ્કૃતિક કો કાર્યક્રમ !
ચાંપ બંધ કરી દઉં? શું કરું એને હું?
વસંતપંચમી કેમ આવી ને કેમ ગઈ,
મને ખબર સરખી ના રહી!

પ્રકૃતિ, તું શું કરે?
મારી પ્રકૃતિની જ જ્યાં રામાયણ છે.
માની લીધેલી એકતા વ્યક્તિત્વની
શતખંડ ત્રુટિત મેં નજરોનજર દેખી લીધી છે.

રાગમૂર્તિ, દ્વેષમૂર્તિ, ભયમૂર્તિ—
ત્રિમૂર્તિએ ઘાટ દેવા બહુ કીધું.

તમારે સ્મરણે રુધિર નાચી ઊઠ્યું,
તમારે દર્શે હૃદય રાચી ઊઠ્યું,
ને વિરહમાં બસ મરણ યાચી ઊઠ્યું,
તમે મારી ઝંખનાનું મધુર પ્રેયોરૂપ—
રાગમૂર્તિ, નમોનમો !

તમે મારી વાસનાનું કાલકૂટ વિરૂપ,
આંખની પ્યાલી મહીં ઊછળેલ અગ્નિકૂપ,
ઊડેલ શ્વાસેચ્છ્વાસ સાથે દગ્ધ હૈયાધૂપ,
તમારા સ્પર્શે નયન-પદ્મો વિખૂટાં—
દ્વેષમૂર્તિ, નમો નમો !

તમારા શવ-આશ્લેષથી શીત છૂટ્યાં,
હીર હૈયા તણાં છેક સુકાઈ ખૂટ્યાં,
ચેતનાસ્પન્દનો મંદ આક્રંદ-ડૂબ્યાં,
તમે મારી કામનાનો નગ્ન નિશ્છલ છંદ—
ભયમૂર્તિ, નમોનમો !

એક-કેન્દ્ર વ્યક્તિત્વ કરવા મથ્યાં તમે મારે માટે

અને દીક્ષા આપી પ્રેમધર્મની,
જેના કખગઘનેયે પામવાનું કેમે કરી
ફાવતું નથી હજીય.
ને છતાંય ગાડું આ ગબડે છે,
કિચૂડ – ખટ – ચૂં કિચૂડ – ચૂં – ખટ.

જુઓ પેલા મારા પ્રિયતમ શ્રીમાનને :
પ્રેમ દ્વારા ચાહતાં નથી આવડતું એમને,
ધિક્કાર દ્વારા જ ચાહતાં ફાવે છે ભલા જીવને.
ભલે એમ તો એમ; ઝઘડવાનો સમય કયાં છે?
તમારી શરતે ચાહીશ તમને.

અને આ રહ્યા મારા દ્વિતીય-હૃદય :
પોતાની પામરતાથી ખરડે છે બહુને.
પોતાની વંકાઈ થકી મરડે છે સહુને.
અરે એથી સારી રીતે વર્તવું એને શકય હોત,
તો આ રીતે કોઈ કદી વર્તતુંય હશે ખરું કે?
ને આ પેલા ભૂતપૂર્વ... મારા.
અપૂર્વ અનુભવ થયો એમના નિમિત્તે
વારંવાર રટ્યાં કર્યું મારા મને:
તમને ધિક્કારવાની મને ફરજ નહિ પાડી શકો.
કદીય ધિક્કારી શકાય, એક વાર ચાહ્યું જેને?
અરે, તું તો દુનિયાને કાંઈ જ સમજતો નથી!
— કહે છે અનેક મને.
બીજા કહે: દુનિયાનો છેક જ છે જીવ તું.
હા, દુનિયાનો શિષ્ય છું હું.
દુનિયા તો દુનિયાદારીમાં માનતી નથી જ નથી.
નથી એણે યાદ રાખ્યા કોટિપતિ,
સફળતાના શહીદોને નથી તે સંભારતી.
મોટા મોટા થઈ ને જેઓ ફર્યા'તા તેનેય
વિસ્મૃતિની રાખ નીચે દફનાવી દીધા છે એણે.
દુનિયા દુનિયાદારીમાં માનતી જો હોત તો તો

કવિઓને, પાગલ પેલા પ્રેમીઓને, સંતોને
સંભારત ક્ષણેય શા માટે?

સંભારે ન સંભારે કોઈ એની તથા શાને?
સ્મૃતિ? હા, સ્મૃતિ એ જ તો જીવન છે.
આ પૃથ્વીનાં પડ તે ચિરંતન ટકશે, ને આ ઉષ્મા
હૃદયતણી તે વિફળ વિખરશે?
ના, ના, ના! સૂર્યને ગરમ રાખવામાં એ જરી જરીક-
શો સહારો દેશે
હૃદયહૃદયના ધબકારે તે પુનર્જીવતી ત્રિભુવન દિગ્વીજયી
સંચરશે
કોણ જાણે?
અટાણે તો ધબકો આ એક પછી એક ઓછી
થતી જાય.
અનંતીકરણ એનું શક્ય હશે? જાય—
વૈશાખી ખાખી લૂ-લીલા વરસે આકાશથી ત્યાં
પુલ પર થઈ જાય—સરી જાય બસ.
ગોગલ્સ–આંખો ચિંતનમાંય ડૂબેલીય તે હોય તોયે
નીચેથી, સાબર, તારું પાતળુંક ઝરણું
—આનન્ત્ય–મૃગજળ પ્રતિ દોટ દેતું ભોળકડું હરણું—
એ ક્ષીણ પ્રવાહ પટીની ટાઢકની ધાર
પુલ વીંધી વૈશાખી દોજખ મહીં આરપાર
મારા ચૈતન્યને અડે ને ઠારે અર્ધક્ષણ
દોટ દઈ રહેલી બસ ફરી થાય આહુતિ
ગ્રીષ્મના લૂ-યજ્ઞની જ્વાળાઓ મહીં તે પહેલાં.

મારા લઘુ હૈયાની આ અજાણી ધબક
એટલું જો કરી શકે? એટલું ના કરી શકે?
કદાચને ના કરી શકે તો...
દિનરાત રાતદિન ખિન્ન છું.
એક–કેન્દ્ર થવા મથી રહેલ ક્લિન્ન છું,
ધબકધબકમાં ઊડી રહેલ છિન્નભિન્ન છું.

# દાક્તરનું દિવાનખાનું | કૃષ્ણલાલ શ્રીધરાણી

બેઠો હતો હું દાક્તરના દિવાનખાનામાં
રાહ જોતો : હૃદય ધબકા મિનિટ ગણતા.
બેઠાં હતાં બીજાં હૃદયો ધડકતાં
(કે દર્દીઓ ?)
રાહ જોતાં વારાની.
ચિત્રોનાં, ગમ્મતોનાં માસિકો હાસ્યરસનાં
(નહિ દર્દોનાં, યુનાની આયુર્વેદ કે લોબોટોમીનાં
પુસ્તકો માસિકો ક્યાંય નકશાઓ)
વેરણછેરણ મેજ પરે.
પીળાં પડેલાં કોર વિનાનાં પાનાંઓ
(જાણે ખેંચાયેલા કાન ઠોઠ નિશાળિયાના)
ફેરવતો બેઠો હતો.
ઊઘડ્યું દ્વાર, નીકળ્યો બહાર આંખ ઉપરનો પાટો;
(છૂપી આંખોનો અર્થ શો ?)
પાછળ રૂપિની કફની ધોળી = દાક્તર.
વારો આવ્યો.
એક ધડકતું દિલડું ઊઠ્યું,
અંધકારમાં પેઠું અગોચરમાં,

બંધ થયું દ્વાર, પડદો પડ્યો.
-જોખમ ક્યાં? અંદર કે બહાર?

બેઠો હતો પાનાંઓ ફેરવતો
કોર વિનાનાં વાંકાંચૂંકાં
(જાણે કરડ્યા-મરડ્યા કાન ગુંગા-ગામાના, કુસ્તીબાજોના).
દ્વાર ખુલ્યું દાક્તરને હાથે,
રુધિરમાં તરતું આવ્યું હૃદય બહાર.
પૈડાંવાળો ખાટલો ચલાવી
સગાંઓ લઈ ગયા પડખેના ઓરડે.
મારી આગળ બેઠેલાનો આવ્યો વારો;
પડદો પડ્યો.

અરે! આ શું?
ખેંચાયેલા કાન જેવા આવે પીળે પાને
કાવ્ય મારું? (ક્યારે છપાયું હશે!)
ઝાંખીઓ બનતી સાળવીનો કાંઠલો
પણ હૃદય ધબકા ભગાડે અર્થોને.
અનન્ત સત્યું તોય ના'વે કાળનો અંત!
ઉઘડ્યું દ્વાર.
આંગળી મને બોલાવે.
આમંત્રણ.
(વારો મારો?)
મારી પાંજરા ગુંગળાઈ ગુફા.
'લાંબા થાઓ!'
કેમકે રુધિરની=આળસનો અર્ક=મૃત્યુનો અલ્પાયુષિ જન્મ.
(ટકટક ટાઇપરાઇટરનું! મ્હારા? કે દાક્તરના મંત્રીના?)
નહિ ઊઠું તો?
વાંચશે મારું એ કાવ્ય કોઈ
— ઠોઠ નિશાળિયાના કાન જેવા પાના પરનું —
રાહ જોતા દાક્તરના દિવાનખાનામાં — કોઈ
ધડકતે હૈયે?

## દૃષ્ટિભેદ | સ્વપ્નસ્થ

અજવાળી રાત ચાંદની ધૂસર
જાણે : કોઈ સ્વપ્નિલ ઊપર
ભગ્નઅંગ પૃથ્વીનાં ફરી રહી સુંદર
અજ્ઞાત યૌવના પેખી રહી સર્વ મધુરતર.
ત્યારે, મેં તને જોઈ
દૃષ્ટિમાં આખીય પ્રોઈ,
એકાએક નિજતા બેઠો ખોઈ,
તને નિજ કાજે જ નમીં માની
—ખોઈ!

આજે પૃથ્વી પર તીખા તડકા
અંગારા ચાંપે, ચિત્તે ઊઠે ભડકા
રૂક્ષ ખરબચડી વિરૂપ ધરા પડી
(ઘર એક લૂ-ખવાયેલ ઓરડી).

તારી અદોદરી સૂરત સામે ખડી
ગવાય શી રીત જીવનનાં આ પરિવર્તનો ?
ઊઠશે ફિટકાર સામે : આ નથી કવનો
આ ન પ્રતીકો, વ્યંજના; માત્ર જલ્પનો
વાસ્તવિકતાયે ન. માત્ર અંતઃક્લેશ-દર્શનો.

૨૯–૭–૭૦

# પળ સફરની | સ્નેહરશ્મિ

હવે આવી પહોંચી પળ સફરની; સાથ ન કશો.
હતું જે કૈં છે પાસે વિસરી બધું તે છોડી સઘળું
જવાનું ક્યાં તેયે સ્મરણ પટ પે આંકી જરી ના
બધા સંબંધોથી વિમુખ બનવું: સદ્ય પળવું.

હવે ભૂકંપો કે મનુજ સરજી ભીષણ વ્યથા
વિસારીને એવું ઘણુંક ઘણું ને ભાવિ ઘટના
અજાણ્યા તારાનાં અદીઠ કિરણો જેવી અકળ
તમા ના તેનીયે કશી જ કરવી; વિસ્મૃત થવું.

હવે આવી પહોંચી પળ અગમ તે; શબ્દ વિરમ્યા,
શમ્યા આવેગો સૌ; વિહગ નિજ નીડે ઠરી ગયાં.
ન કો ચિહ્નો ક્યાંયે: પથ ન નજરે કોઈ પડતા,
અરે દૂરે દૂરે પરિચિત પુરાણી સ્મૃતિ બધી;
અજાણી આવે કો લહર કહીંથી વીંટી વળતી
ન જાણું ક્યાં દોરે સ્થળ સમય સીમા રહિતમાં!

*૭૧મા જન્મદિનની પૂર્વસંધ્યાએ

## આવો કળાના ધામમાં | પતીલ

આવો કળાના ધામમાં નવો પ્રકાશ પાડીએ,
સૂઈ ગયેલા આત્મને સાદ પાડીને જગાડીએ.

ઊંડાં ઊંડાં છે ઘેન હજી આંખમાં અધઊઘડી
કાસાર તણાં કુંજ શા મુખ સ્મિતભર્યાં વધાવીએ !

હજી સમય છે, હજી સમય છે, શરૂ કંઈક કાર્ય થાય જો,
નવું જગત રચી યુગ તણી અગાસીએ વસાવીએ.

આવો તો કહું વાત એક અતિપસંદ અણસુણી;
અલબેલી મધુર કુંજમાં નિજ પ્રથમ પગલી પાડીએ !

શેં નટનટીની આંખમાં બની ખાર વ્યર્થ ખૂંચીએ ?
સંસારના સમૂહમાં રહી પ્રસન્ન રાચીએ :

ઓ ! રહીશું ગુપ્ત ક્યાં સુધી અનંત અંતરિક્ષમાં ?
નિજ બળની સુપ્ત સિંધુ માંહી ભરતી ઓટ આણીએ !

બહુ બહુ સુધાર્યું—ખરું કરજ અદા કો કર્યું ?
જો હુકમ હોય, ઓ પતીલ, નીકળીએ ઉજાણીએ !

## ઉદ્ધ્વસ્ત આકાશ | ઉપવાસી (ભોગીલાલ ગાંધી)

ઝળૂંબ્યાં વાદળાં આભે
સ્થિતિ–ગતિ–પરિવર્તનો
હિંસ્ર યુદ્ધો, રક્તભીની ક્રાંતિઓ, પ્રતિક્રાંતિઓ
એક વીંટે વીંટીને
ઝળૂંબ્યું આભ માથે
સર્વ આકારો ગળીને
—સર્વ ઇતિહાસો ભૂંસીને.

ઝળૂંબ્યું આભ માથે
સર્વ ભાવો ભાવનાઓ એકચક્રે દળીને
ઝળૂંબ્યાં પાપ-પુણ્યો—
સત્-અસત્ સૌ, શુભ અશુભ સૌ
—એક ગ્રાસે ગ્રસીને.

ઉન્મૂલ પૃથ્વી
ઉદ્ધ્વસ્ત આભ
ઉદ્ભ્રાન્ત નગ્ન માનવ!

ઉદ્ભ્રાન્ત નગ્ન માનવ—
અક્ષુણ્ણ વિશ્વાણુ શો, તથાપિ,
અસ્તિત્વના—
સાતત્યના સત્ સમો ઊભો ત્યાં સાદ્યંત—
સર્વ ઇતિહાસો, સર્વ ભાવો, પાપપુણ્યો અતિક્રમી
સ્વયં સાક્ષી, સ્વયં સર્જક
—માનવ!

## એક સૂકા સરોવરે | વાડીલાલ ડગલી

ધૂળથીયે સાવ કોરાં
માવતર ને આ છોરાં
એકેક તીકમ ઘાએ
ભૂંડા આભને પલાળે.
ભલું થજો સિદ્ધરાજ જયસિંહનું
હજાર દુકાળિયાને ચાવણું દે તેવું
આલીશાન સરોવર અહીંયાં બંધાવ્યું.
આજે ભલે એમાં ખળખળ સ્થાને ખખડાટ હોય,
આજે ભલે એમાં મત્સ્ય સ્થાને કો અલભ્ય મૂર્તિ હોય,
આજે ભલે એમાં તરાપા સ્થાને રોલર વ્હેતું હોય,
આજે ભલે એમાં જળસ્થાને ખીચોખીચ લોક હોય.
પણ એ છે એટલે જ આટલુંયે કામ છે.
કાણાવાળા કેડિયાની કોણીએય ગોળ છે.
ને મધ્યાહ્ન પિગળાવે તેવી જિજીવિષા છે.
સૈકાઓના પ્રમાદના પડને
આ ઉથલાવી તમારા વિણ કોણ ઉલેચે?
માના હાથમાં પાવડો છે
પણ દોણા પાસે પડ્યા શિશુ સંગ બેસે છે.
બાઇ કેરા કોદાળી ઘા તાંબાળી ભોં ચીરે છે.
સ્થિર પડ્યું માયકાંગલું ધોડિયું હલે છે.
પણ છલંગ દઈ મા ખોળા ભણી જતી નથી.
આ અફાટ ઉકળાટે કશું જ વ્હેતું નથી.
પળ પળ ચીમળાતાં ધોડિયાનાં
સુકવણી શાક જેવાં પોપચાંમાં
તૂટું તૂટું થતું આભ ઓગળે છે.

(લાગી છે હાડે નવલતા ?
સળવળે દિલ, હાય ?—
અજમાવો જરા—) નવી કવિતા.

— ડૉ. હરિવલ્લભ ભાયાણી.

તમારામાં હવે તમે પ્રવેશી રહ્યા છો.
થોડો વખત ભલે તમે દૂર રહ્યા પણ હવે તમે નહિ જઈ શકો.

## કવિનું વસિયતનામું | સુરેશ જોશી

કદાચ હું કાલે નહીં હોઉં—

કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે
મારી બિડાયેલી આંખમાં
એક આંસુ સૂકવવું બાકી છે;

કાલે જો પવન વાય તો કહેજો કે
કિશોર વયમાં એક કન્યાના
ચોરી લીધેલા સ્મિતનું પક્વ ફળ
હજી મારી ડાળ પરથી ખેરવવું બાકી છે;

કાલે સાગર છલકે તો કહેજો કે,
મારા હૃદયમાં ખડક થઈ ગયેલા
કાળમીંઢ ઈશ્વરના ચૂરેચૂરા કરવા બાકી છે;

કાલે જો ચંદ્ર ઊગે તો કહેજો કે
એને આંકડે ભેરવાઈને બહાર ભાગી છૂટવા
એક મત્સ્ય હજી મારામાં તરફડે છે,

કાલે જો અગ્નિ પ્રકટે તો કહેજો કે
મારા વિરહી પડછાયાની ચિતા
હજી પ્રગટાવવી બાકી છે

કદાચ હું કાલે નહીં હોઉં.

## જેસલમેરનાં સ્વપ્ન | ગુલામ મોહમ્મદ શેખ

ધોળા દૂવાની ઊંટડીએ

ચાટેલા

થોરના ટીંબાને

અડકો લેતી ઊની હવાના નિસાસા

વગડાની વાંઝણી જાંઘે દૂઝે છે.
આઠ વરસથી પાણીનું પગેરું ભૂંસતી લૂ,
પાદરની ધૂળમાં ઝાંઝવાંના તંબુઓનો રેલો,
ઉકરડાનાં તણુખલાં ઊંચકી
ચડતી આંધી—ઉંબરે ઉંબરે ભૂતડી થઈ ધૂણે.
સો સો વરસની ચરકથી ગંધાતી હવેલીઓ ફરતી

ચોંટેલી, કિલ્લાની રતુમડી છાલ:
એના પેટે રમરમતી તરવારોના ડાઘ.
મૂએલ અસવારોની માટીનાં ઢેફાંને
ચૂંથતી,
તુલસીનાં પાંદડાં પીંખતી,
બારી બારણાની તિરાડે સળવળતી
રોતાં છોકરાંની આંખમાં
અને એકલદોકલ ઉદાસ ગૃહિણીની યોનિમાં
સૂઈ રહેલ ભેજને
ચાટતી
સૂરજની ભૂંડ-જીભ.
રોજ ને રોજ
રોજ ને રોજ
આજ નવમા ચોમાસાની સાંજે
કિલ્લાની રાંગે ઊભેલી ટટ્ટાર હવેલીનું ટોચકું પંપાળતી
ધોળી બકરીઓ જેવી
વાદળીઓ
આભને એક છેડેથી બીજે છેડે હડિયાપટ્ટી કરે:
ખેડુ રજપૂતની ભૂખી જીભે સળગે લ્હાય—
: અંધારી રણ-નગરીને અંગૂઠે દાબું,
ચડું કોટને કાંગરે,
ધોળી વાદળીને ઝાલું બાવડે—
કરું ગાભણી,
ફાડું એનું પેટ.

— | લાભશંકર ઠાકર

અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.
હે વિપ્લવખોર મિત્રો!
આપણી રઝળતી ખોપરીઓને
આપણે દાટી શકતા નથી.
તો સફેદ હંસ જેવાં આપણાં સપનાંઓને
તરતાં મૂકવા માટે
ક્યાં સુધી કાલાવાલા કરીશું
આ ઉપરભૂમિની કાંટાળી વાડને?
આપણી આંખોની ઝાંખાશનો લાભ થઈ
વૃક્ષોએ ઊડવા માંડ્યું છે એ ખરું,
પણ એ શું સાચું નથી
કે આંખો આપીને આપણને
છેતરવામાં આવ્યાં છે?

વાગીશ્વરીના નેત્રસરોવરમાંથી
ખોબોક પાણી પી
ફરી પાણી પી
ફરી કામે વળગતા
થાકી ગયેલા મિત્રો!
સાચે જ
અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.



/૯

## આભાસી મૃત્યુનું ગીત | રાવજી પટેલ

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
મારી વે'લ શંગારો વીરા, શગને સંકોરો
રે અજવાળાં પહેરીને ઊભા શ્વાસ!

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
પીળે રે પાંદે લીલા ઘોડા ડૂબ્યા;
ડૂબ્યાં અલકાતાં રાજ, ડૂબ્યાં મલકાતાં કાજ
રે હણહણતી મેં સાંભળી સુવાસ!

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
મને રોકે પંછાયો એક ચોકમાં;
અડધો ખોલે ઝાલ્યો; અડધો ઝાંઝરથી ઝાલ્યો
મને વાગે સજીવી હળવાશ!

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...

## એલએસડી સંવાદ | આદિલ મન્સૂરી

દિલીપે મને એક છબી બતાવી
પૂછ્યું : 'આ કોણ છે?'
એ
બ્લેક એન્ડ વ્હાઈટમાં દોરાયેલી
એક માનવ મુખાકૃતિ હતી
દિલીપે કહ્યું : 'આ કેવો લાગે છે?'
મેં ધ્યાનથી છબી જોઈ કહ્યું :
'આ માણસ
મજબૂત, લાગણીહીન,
ઊર્મિશૂન્ય, ગણત્રીબાજ
કોઈ મોટો વેપારી લાગે છે'
દિલીપે કહ્યું :
'આ છબી
સામુદ્રિક શાસ્ત્ર, હસ્તરેખા
વિજ્ઞાન અને જ્યોતિષના
મોટા પંડિત ગણાતા 'કીરો'ની
છે જે વીસ વરસ હિમાલયમાં
પડ્યો રહ્યો હતો'

# રંગલયગતિ | મણિલાલ દેસાઈ

ડાંગરના ખેતરમાં તડકો રોજ સવારે ઝૂલે ડાંગર થઈ ને,
રોજ સવારે તડકો ઝૂલે શેઢા ઉપર પીળાં પીળાં રાઈ તણાં ફૂલ થઈ ને.

દૂર ક્યારડો વાલોળે લીલો ભમ્મર થઈને ચક્કર ચક્કર ઘૂમતો
ને પાસ થોરની ટોચ ટુકડો આભ બનીને ચટાકું રાતો રંગ લ્હેરમાં ચૂમતો!
બ્હાર ઊભેલો આંબો એનાં પાનપાન આ ઊડી જાય રે પંખીટોળાં થઈ ને!
ડાંગરના ખેતરમાં તડકો રોજ સવારે ઝૂલે ડાંગર થઈ ને

નીક મહીં ખળખળતા જળમાં આભ પડી અમળાય,
સૂરજના અસ્તવ્યસ્ત ટુકડા તરતા રેલાય,
કાંટાળા બાવળમાંથી સૂરજનાં કિરણો
જીર્ણશીર્ણ થઈ તિરાડ તૂટી ભોંય ઉપર ઠેલાય,
રંગરંગનાં પડ્યાં ગાબડાં સીમ મહીં
ને સીમ તણા શેઢાઓ તો આ ખીલે રે, ફૂલે રે, ઝૂલે સવાર થઈ ને
ડાંગરના ખેતરમાં તડકો રોજ સવારે ઝૂલે ડાંગર થઈ ને.

## પુનઃ પુનઃ | ચિનુ મોદી

ચાકી જવાય છે સાંજના પીળા પડછાયાઓને
કાંધ આપી આપીને.
ભૂખરા લાગતા અંધકારની આંખોમાં
ઝાઝું તાકી પણ શકાતું નથી.
અર્થ વગરના અક્ષરોની હાર જેવાં
આ મકાનોમાંથી, આવો, આપણે બહાર કૂદી પડીએ
થોડું પણ કૂદતા વાગે તો લાંબા રાગે
લયબદ્ધ રડીએ.
અને એક ખોટા આંસુને પુનઃ જન્માવીએ.
આ શું છે બધું ?
રાતા પીળા રંગો
કાળા ધોળા જંગો
લમણે હાથ દઈ હવે કશું વિચારી પણ શકાતું નથી.
છેલ્લી ખેપ કરીને પાછા આવેલા ચહેરા પરની
ઉદાસી
ક્યાં સુધી મને ઘેરી રહેશે ?
પુખ્ત ઉંમરનાં મારાં સંતાનો,
પૃથ્વીની વય નહિ શોધીએ તો ચાલશે
અશ્વત્થના વૃક્ષ પરનાં પાંદડાં જેટલાં
ઉપદેશવચનોથી
જગતને નહિ બોધીએ તો ચાલશે
પણ, નહિ ચાલે
એક ખોટા આંસુને પુનઃ પુનઃ જન્માવ્યા વગર.

# માધવ ક્યાંય નથી મધુવનમાં | હરીન્દ્ર દવે

ફૂલ કહે ભમરાને, ભમરો વાત કહે ગુંજનમાં
માધવ ક્યાંય નથી મધુવનમાં.

કાલિંદીના જળ પર ઝૂકી
પૂછે કદંબડાળી
'યાદ તને બેસી અહીં વેણુ
વાતા'તા વનમાળી?'
લહર વમળને કહે, વમળ એ વાત સ્મરે સ્પંદનમાં
માધવ ક્યાંય નથી મધુવનમાં.

કોઈ ન માગે દાણ
કોઈની આણ ન વાટે ફરતી,
હવે કોઈ લજ્જાથી હસતાં
રાવ કદી ક્યાં કરતી?
નંદ કહે જશુમતીને, માતા વ્હાલ ઝરે લોચનમાં
માધવ ક્યાંય નથી મધુવનમાં.

શિર પર ગોરસ મટુકી મારી
વાટ ન કેમે ખૂટી,
અબ લગ કંકર એક ન લાગ્યો
ગયાં ભાગ્ય મુજ ફૂટી,
કાજળ કહે આંખોને, આંખો વાત કહે અંસુવનમાં
માધવ ક્યાંય નથી મધુવનમાં.

## અનુભૂતિ | સુરેશ દલાલ

લીલ લપાઈ બેઠી જળને તળિયે;
સૂર્યકિરણને એમ થયું કે લાવ જઈને મળિયે!

કંપ્યું જળનું રેશમ પોત;
કિરણ તો ઝૂક્યું થઈ કપોત.

વિધવિધ સ્વરની રમણા જંપી નીરવની વાંસળીએ!

હળવે ઊતરે આખું વ્યોમ;
નેણને અણજાણી આ ભોમ.

લખ લખ હીરા ઝળકે ભીનાં તૃણ તણી આંગળીએ!

# રસ્તો | હેમન્ત દેસાઈ

પ્રતીક્ષામાં આખો દી જોવાય રસ્તો—
ને વરસાદ વિણ કેવો ધોવાય રસ્તો!
તમારાં સ્મરણને ચરણ સાંપડે ત્યાં
કશો ભૂત જેવો ઊભો થાય રસ્તો!
ચમનમાં શહરના હું શોધું છું તમને
સુગંધે સુગંધે શું સરજાય રસ્તો!
મને નિત્ય એકાંતમાં સાથ દેતો
હું સંગાથ શોધું ને અકળાય રસ્તો!
અજાણમાં નમનની અજાણી નજરથી
અહો ષોડશી જેમ શરમાય રસ્તો!
ઘણાં લોકથી ત્રાસી જઈ—મારી માફક,
ફરી કેડી થવાને લલચાય રસ્તો!
શરૂ થઈને મારા આ ઘરથી સ્મશાને
સરકતો સરકતો વિલોપાય રસ્તો!

## ફૂલ | જગદીશ ત્રિવેદી

ક્યાંકથી
ક્યારેક તો
વહી આવશે પેલો પવન,
ને પાંદડાના ઘૂમટાને એ જશે ફફડાવતો—
ત્યારે અચાનક
ક્યાંકથી
આવી ચઢેલા
કોઈ કવિ
કે કોઈ પ્રેમી—
(એમ તો આ વન વીંધી બહુ બહુ જનારા હોય છે!)
—નાં ગુલાબી નૈનમાં બિડાઈને
આ અડાબીડ વન મહીંથી ચાલવા માંડીશ હું!

## અહીં | જયંત પારેખ

અહીંની હવાનું થામ વિમોચન
નથી એવી તડ એકેય બારીમાં બારણામાં દીવાલમાં
પીળા પતંગિયાની પાંખની દીવાલ
એના પર થીજેલા શ્વેત કીડીની ટચલી આંગળીએ ચોટેલા
કણ પર બેઠેલો ઈશ્વર જરાયે હલતો નથી
દૂઝતા અનેક વ્રણને લીધે
હું આમ તો પાતળું પાણી બન્યો છું
છતાંયે મારા જ કાળા શબ્દોની સોહામણી શિલા નીચે
કચડાઈ રહ્યો છું
મારી ચોપાસ પીળા પતંગિયાની દીવાલ ખડી છે
મારો આ આગવો ઓરડો છું.

## આષાઢસ્ય પ્રથમ દિવસે— | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

મારા હાડપિંજરમાં સૂતેલી
આદિમ અગ્નિની શિખાઓ,
મારી પાંપણો પછવાડે પોઢેલી
સમુદ્રતા,
મારા લોહીમાં થીજી ગયેલી
પાગલ પવનની ચિર ચંચલતા,
મારી આંખોમાં વિલીન થયેલો
યુગોનો પદરવ,
મારી શિરાએ શિરાએ
પૃથિવીની અશબ્દ વેદના,
મારા મૌનની ઉચ્છ્વસિતા વાણી
કયા અકલિત છન્દે
આકુળ વ્યાકુળ, કવિ ?

## શ્રીકાન્ત શાહ

હવે હીલોળે તળાવ પાણી, પંખી સૂતું નભને તાણી,
ઝાડઝાડને સૂરજ વાણી,
સૂરજ જાણે સીમે ઉડ્યું પીળું પીળું પાન,
પાન પાનમાં ઉઘડ્યો જાણે અંધકારનો પ્રાણ.
અંધકારના મ્હોળા મ્હોળા પહાડ વટાવી
સૂરજ ઊડ્યો જાય.
નદીતીરની લીલોતરીની
આંખ બધે ડોકાય.
આંખ હવે તો વનવન ઘૂમી તળાવ પાણી પીતી,
તળાવની બે સુંદરીઓની છાતી ખુલ્લી રેતી.
છાતીનાં બે કબૂતરાં કંઈ વન વન ઊડયાં જાય,
વનમાં સૂતો સાપ સુનેરી સૂરજમાં ડોકાય.
સૂરજદાદા સૂરજદાદા તળાવ ક્યાં છે?
તળાવ તીરે પોરો ખાતું જંગલ ક્યાં છે?
જંગલ જાણે ચૂપ—ન બોલે
પંખી સૂતું આંખ ન ખોલે.

## પવન | પ્રાસન્નેય

તીયા નમીને
    ભીની ધૂળને ચાટી રહેલા પવનની
        એક બાબરી પેલી બાજુના વૃક્ષની છેલ્લી
                        ડાળીએ
                    ફરફરી રહી છે.

અત્યારે તે
    પોતાની મૂછોથી આકાશને વલૂપતી વલૂપતી,
કદીક ધીમી તો કદીક ઝડપી વાંકીચૂકી ગતિથી
                    ચાલતી ચાલતી,



૮

રસોડાની છોમાં પડેલી તિરાડને મોં વડે ખણતી હોય
તેવી કંસારી જેવી લાગે છે.
ખારા પાણીએ ઊટકેલા વાસણની ઝાંખપને
વાતાવરણમાં ફેલાતી જોઈને
કદાચ તેને આમ કરવાની વૃત્તિ થઈ હોય.

પહેલાં એક વાર મેં તેને
ઝાડના થડને વીંટળાવું હોય તેમ —
ચપળતાથી વળતો જોયો હતો.

પણ ત્યારે તે
પોતાની જીભથી પોતાના જ શરીરને
ચાટતા વાછરડા
જેવો લાગ્યો હતો.

પણ આજે જ્યારે તે
વળ ખાઈને નીચો પડી જાય છે ત્યારે
ભય અને ત્રાસથી કોકડું વળી જતી
કનડી જેવો લાગે છે.

આ બધો ખ્યાલ કરું છું ત્યારે
તે મને સંસારમાં પાછા ફરેલા કુત્સિત
સંન્યાસી જેવો લાગે છે.

ગઈ ઋતુમાં તો
નદીના ભાઠામાં, રેતી પરથી આકાશ તરફ
મૃગજળના અસંખ્ય ખીચોખીચ આડા બાંધેલા
વાદ્યતંતુઓને
તે સ્પંદાવ્યા કરતો
અને ત્યારે એ થરકતા તારો પર
સરતા પદાર્થ વિનાની એક અશરીર ગતિ
છેક નીચેથી ઊંચે સુધી
સર્યા કરતી... સર્યા કરતી...
આજે ય તે
એવો ને એવો રહ્યો હોત તો?

## મન ખવાતું જાય છે | ચંદ્રકાન્ત શેઠ

મન ખવાતું જાય છે.
સૂર્ય આંખોમાં ધસાતો જાય છે,
મન ખવાતું જાય છે.
પલ બધી આ ટાંકણીની જેમ ભોંકાતી જતી,
વાટ ઊંડી શૂન્યતાનો શેરડો પાડી જતી,
હાથની વચ્ચે રહેલા હાથમાં
કેવળ બરફ પીગળી રહ્યો,
ચાર આંખે બદ્ધ આ અવકાશમાં
ચંદ્ર કોઈ હાડ હાડ ગળી રહ્યો.
આંસુ મારી નજરને ચોંટયું, ઊખડતું એ નથી,
હાથ પહોળા થાય પણ, કોઈ પંખીનું ગગન
ખૂલતું નથી.
હર ઘડી લાગ્યા કરે :
ઘણ-ઘાવ કો ચાલી રહ્યા, હું સાંભળું,
કોઈના હૈયે ઊતરતો જાય છે ઊંડે ખીલો,
એ હું કળું.
ફૂલના હોઠો પર જે વેદના,
કંટકોની ટોચ પરથી હું લહું;
સૂચવે છે ચક્ર, એનો ચાલતાં
હું ઘસારો શ્વાસમાં પામી રહું.
હર પગલિયે રક્તમાં ફાલી પડેલા વૃક્ષનું
પાંદ શાખાથી વિખૂટું થાય છે,
ભીતરે અંધારમાં ઝૂલતું અમરફળ તેજનું
પિંગળાની ભૂખથી ભરખાય છે,
મન ખવાતું જાય છે.

## મૃત્યુ—એક સરરિયાલિસ્ટ અનુભવ | સિતાંશુ યશશ્ચંદ્ર

ખરી પછાડી, પુચ્છ ઉછાળી દોડયા
ડમ્મર કાળા ઘોડા ધોળે ખડકાળે રથ જોડયા.
ભડકયા સામી છાતી, અડધાં કરું બંધ જ્યાં કમાડ
ધડ ધડ ધડ ધડ ધડ આવી સીધા અથડામા ધાડ્.
પાંપણ તોડી. તોડયા ખડકો
ખોપડીઓને ભુક્કે ઊંડે આંખ મહીં જઈ પોઢયા.
સેળભેળ ભંગાર પડયો, ત્યાં ગોળગોળ હું ફરું.
મારી ને ઘોડાઓની ફાટેલી આંખે લખી ડોકિયાં કરું.
અંદરથી ત્યાં?
કયાં? કયાં? કયાં? કયાં?
ખરી પછાડી, પુચ્છ ઉછાળી દોડયા
ડમ્મર, ધોળા ઘોડા, કાળે ખડકાળે રથ જોડયા.

## લાત કાવ્ય' | મનહર મોદી

લાત મારીને એણે મને કહ્યું :
તું પથ્થર છે.
પથ્થર તો ઉંધા "ઈ" જેવા હોય છે.
અને ઉંધાઈનો તો કોણ સંગ્રહ કરે ?
લાત મારીને એણે મને કહ્યું :
તું દીવાલ છે.
દીવાલ તો સપાટ હોય છે.
સપાટ દીવાલનું માથું
ગોળ તો હોઈ જ ના શકે.
લાત મારીને એણે મને કહ્યું :
તું ગધેડો છે.
ગધેડો એટલો ઘોડો.

અને ઘોડાની ખરીઓ તો
એની આંખો હોય છે.
લાત મારીને એણે મને કહ્યું:
કાલે રાત્રે મારી એક આંખમાં
મીણબત્તી સળગતી હતી;
અને બીજી આંખ તો મને છે જ નહીં.

*

લાત તો લાત જ હોય છે.
સમયની દીવાલ પર
માથું ટેકવ્યા પછી મને એકદમ
આંચકો આવ્યો હતો એનું સ્મરણ થયું.
અને મને ખબર પડી કે
કબૂતરની આંખમાં ઘૂવડનો
માળો ઊગ્યો છે. કોયલના
કાળા ગળામાંથી બે રાતાં
પાંદડાંવાળું વૃક્ષ પડી ગયું છે.
સ્મશાનભૂમિમાં જાણીબૂઝીને
દટાઈ ગયેલા જીવતા
માણસોના શ્વાસોશ્વાસના
સોગંદ ખાઈને કહું છું કે વેરણ
છેરણ પડી રહેલા રેતીના
એક એક ટુકડાને ભેગો કરો;
અને ક્યારેય ન દેખાતી
પણ ડગલે ને પગલે
અનુભવમાં આવતી ખોપરીઓને
ઊંધી પાડો તો
તેમાંથી
રમતમાં ને રમતમાં ચોરાઈ ગયેલી
વાદળની ચાંચ મળશે:
અને ઈશ્વરની ફૂટી ગયેલી આંખ પણ—

# હરણનો શિકાર | દિલીપ ઝવેરી

સિંહ — બદામી ટેકરીઓ
ઝરણા-શા વ્હેતા આભકિનારે થંભી
આવ્યો
હવામહીં તરવરતો તડકો
ઠેકઠેકમાં થરકે લીલાં પાન.

ઝીણા તાણે કરોળિયો શી પીતો સૂરજહૂંફ!
નીકળે હળવે પગલે બ્હાર કાચિંડો લીલો.
અને ઘાસ પે ઝાકળ ઝબક્યું
ધુમ્મસના પંજાની વધતી ભીંસ.

તાર પે બેઠાં કબૂતર ઊડ્યાં,
પૂંઠળ દોડ્યા મોટા પડછાયા
ને ફેલાયા નળિયાં પર
જેની હેઠે દબાયાં મકાન.

ભીંતે કપાયલી બારીથી દદડ્યા અવાજ
કટકા થયા અર્થના શબ્દે શબ્દે
શબ્દમહીંથી
આંખ ચામડી જીભ નાક ને કાન બન્યાં
આ હવામહીં ઓગળતાં જાતાં રૂપ એમનાં.

અને ફરી ઝરણા શું વ્હેતું આભ —
કિનારે તડકો પીને
સિંહ — બદામી ટેકરીઓ.

## 'હવે આંખોનું નામ નહીં આંખો | રમેશ પારેખ

સખીરી, હવે આંખોનું નામ નહીં આંખો
આંખો તો મોગરાની ડાળીનું નામ
એને સમાયું જોયાનું ફૂલ ઝૂલે
રૂંવેરૂંવામાં પડે મ્હેકતી સવાર
જ્યારે પાંપણની પાંદડીઓ ખૂલે
હાથમાંથી સરકીને વહી જાતાં ભાનસાન
વીંઝે રે ફર ફર પાંખો
સખીરી, હવે આંખોનું નામ નહીં આંખો
દીધું ન જાય કોઈ પંખીનું નામ
એવી હોઠોમાં ઊપડતી ગ્હેક
જાણે બધું નજરાય જાતું ન હોય
એમ જોને જોઉં તે મ્હેક મ્હેક
એટલું ય ઓછું ન હોય એમ ફળિયામાં
આંબાની લૂમઝૂમ સાખો
સખીરી, હવે આંખોનું નામ નહીં આંખો

| | અનિલ જોશી

અમે બરફનાં પંખી રે ભાઈ ટહૂકે ટહૂકે પીગળ્યાં!
લૂમાં તરતો ઘોર ઉનાળો
અમે ઉઘાડે ડિલે
ઓગળતી કાયાનાં ટીપાં
કમળપાંદડી ઝીલે
ખરતા પીંછે પડછાતી બપ્પોર મૂકીને નીકળ્યાં
અમે બરફનાં પંખી રે...

લીલાં-સૂકાં જંગલ વચ્ચે
કાબરચીતરાં રહીએ
નભમાં ઊડતાં સાંજ પડે તો
સોનલવરણાં થઈએ
રાત પડે ને ડાળ ઉપરથી કોયલ થઈને ટહૂક્યાં!
અમે બરફનાં પંખી રે ભાઈ ટહૂકે ટહૂકે પીગળ્યાં.

# ભીંત મૂંગી રહી | મનોજ ખંડેરિયા

આંગણું બડબડ્યું, ડેલી બોલી પડી, ભીંત મૂંગી રહી;
ઘર વિષે અવનવી વાત સહુએ કરી, ભીંત મૂંગી રહી.

આભમાં ઊડતી બારીઓ પથ્થરે ક્યાં જડાઈ ગઈ?
વાત એ પૂછનારેય પૂછી ઘણી, ભીંત મૂંગી રહી

'આવજો કે'વું શું પથ્થરોને?' ગણી કોઈએ ના કહ્યું
આંખ માંડી જનારાને જોતી રહી, ભીંત મૂંગી રહી:

ઘર તજી કોઈ ચાલ્યું ગયું એ પછી બારીએ બેસીને
માથું ઢાળી હવા રાત આખી રડી, ભીંત મૂંગી રહી

કાળના ભેજમાં ઓગળી ઓગળી એ ખવાતી રહી,
કોઈએ એ વિષે કો દી પૂછ્યું નહીં, ભીંત મૂંગી રહી.

# બપોરની ચા વખતે | યોસેફ મેકવાન

દૂર
ગુલમ્હોરનાં વૃક્ષો પર
હાંફતો સૂર્યનો અશ્વ...
કાફેના રેડિયોમાંથી ટપકતું આછું ગીત—
ગીતમાં ઓગળી જતી સંવેદનાઓ
—ચામાં ભળેલા દૂધની જેમ—
શબ્દોનો સ્વાદ હવામાં...
વિશ્વ જાણે
કપ-રકાબીનો ખડખડાટ!
રહી રહીને પીઉં છું
બપોરની ચા...
હું—તમે—આપણે
ટીંગાયા છીએ
સિગારેટની તૂટી જતી ધૂમરેખામાં...
દૂર
ગુલમ્હોરનાં વૃક્ષો પર
ઝૂકી રહેલો સૂર્યનો અશ્વ...

# લાવ જરા | રાજેન્દ્ર શુક્લ

અમથું રે અડકાયું જીરણ દ્વાર
એકલું કદી વળગતું મૂંગી વાતે—
"તમે અમારી અંધ આંખની ઉઘાડ-બીડ
ને તમે હવે તો માત્ર હવાની હલચલ–"

પણ પછીતની ભીંતો સંગાથે
અધમધરાતે કાયા ઘસતો
રોજ રણકતો દખણાદો અંધાર;
ધ્રૂજતાં નેવાં ને નળિયાં, મોભ ધ્રૂજતો રોજ
આછું આછું અંગ ફ્રજતાં
વૃદ્ધ કેસરી આંખ ઉંચકી સ્હેજ ઘુરકતો,
તો ઓકળિયાળા લીંપણજુગની પોપડીઓ
ખરતી ખરતી આંખની ઝાંખપમાં ખોવાતી,
ખરી ગયેલી પાંપણમાં આછેરું પ્રોવાતું
કોઈ વણવીંઝેલી પળતું પાણી...

"પણ પછીતની ભીંતો તો પડવાની,
પછીતની ભીંતો તો પડવાની,
તો ક્યાંથી રે જડવાની પાછી
પછીતની ભીંતોની ભાત્ય ?
તો લાવ જરા ચકમક ઝગવું
બે ઘૂંટ ખેંચી લઉં હુક્કાના છેલ્લેરા,
તે સાવ પછી આ'રો નીકળી જઉં,
પછીતની ઓકળિયાળી ભીંતોને
લાવ જરા અડકી લઉં —"

# જલસાઘર | યશવંત ત્રિવેદી

પ્રકાશના અરીસામાં તર્યા કરે છે જલસાઘરનાં ઝુમ્મરો.

હવે જલસાઘરમાં કોઈ રહ્યું નથી.

હમણાં ઓગળી જશે ઝુમ્મરની મીણબત્તીઓનાં આકાશ
બુઝાઈ જશે જીદ કરી સળગતી મીણબત્તીઓ
દીવાલોને તડ પાડી પિયારીબાઈની ઠૂમરી ડૂબી જશે હુગલીના પ્રવાહમાં
નાંગરેલી ફૂલોની નૌકા તળે.

ગડડડ ઠલવાતી પ્યાલીઓના રતૂમડા અંધકારમાં હમણાં જ હતા બધા.
પાનબીડામાં ચાવતા હતા કથ્થઈ જિંદગીની ઉપલી લીલાશ.
અંગારા સંકોરતી હુક્કાની ઘૂંટની મૃત નદીમાં વહી ગયા છે કેટલાક.
રાખ નીચે આંખો લપકાવતો સૂતેલો અગ્નિનો સિંદૂરિયો રંગ.
રંગની કીકીઓ તળે તરતી પ્રતિમાઓ.
આંખોમાં ઈલોરાસ થીજી ગયેલા દાયકાઓના સંગેમરમરમાં લવંગના પડછાયા
લખલખે ઝુમ્મરના લટકતા હીરાઓમાં બરુઓનું રાન.
ગંગાનો ઘાટ.
ઝુમ્મરવાળી છત તોડીને લાલ ઈંટોનાં બાકાંઓમાં ઊગેલા બિલાડીઓના ટોપ ઓઢી
હળુહળુ આવતો ઝાંઝરનો અવાજ.
આંગળીઓના સ્પર્શમાં પિયારીબાઈના સાજિંદાઓના પડી રહેલા વાયોલિનનો કંપ
ઊગી જાય અંધકારમાં સૂરોને મશરૂનાં વન.
અંધકારમાં હમણાં ડૂબી જશે ઝુમ્મરો પછી કોઈ નહીં રહે જલસાઘરમાં.

કલકત્તા–મદ્રાસ મેલની છેલ્લી વ્હિસલ થઈ ચીસી ઊઠીશ શેષ પ્રહરને.
એલેન્બી રોડ પર કૂતરો એ ગેસ લાઈટના થાંભલા વચ્ચેના અવકાશને ભસીને રડી પડશે.
પછી ગેસલાઈટનું પીળું ધાબું તિરાડોમાંથી સરકીને ફરી સળગાવશે ઝુમ્મરો.
જલસાઘરમાં ઝુમ્મરો ફરી તર્યા કરશે પ્રકાશના અરીસામાં.
ફરી પિયારીબાઈનો કંઠ પ્રકાશના પીળા ધાબાના મૃદંગ પર ઠુમરામા કરશે.
સવારે એલેન્બી રોડ પર ડામરની ફ્રેકમાં ખરી પડશે ગેસ લાઈટનું પીળું ધાબું.

હવે કોઈ નથી જલસાઘરમાં
તડકામાં તર્યા કરશે ખાલી ઝુમ્મરો.

# લાવ જરા | રાજેન્દ્ર શુક્લ

અમથું રે અડકાવ્યું જીરણ દ્વાર
એકલું કહી વળગતું મૂંગી વાતે—
"તમે અમારી અંધ આંખની ઉઘાડ-બીડ
ને તમે હવે તો માત્ર હવાની હલચલ—"

પણ પછીતની ભીંતો સંગાથે
અધમધરાતે કામા ધસતો
રોજ રણકતો દખણાદો અંધાર;
ધ્રૂજતાં નેવાં ને નળિયાં, મોભ ધ્રૂજતો રોજ
આછું આછું અંગ ઉજતાં
વૃદ્ધ કેસરી આંખ ઊંચકી સ્હેજ ઘુરકતો,
તો ઓકળિયાળા લીંપણજુગની પોપડીઓ
ખરતી ખરતી આંખની ઝાંખપમાં ખોવાતી,
ખરી ગયેલી પાંપણમાં આછેરું પ્રોવાતું
કોઈ વણવીંધેલી પળનું પાણી...

"પણ પછીતની ભીંતો તો પડવાની,
પછીતની ભીંતો તો પડવાની,
તો ક્યાંથી રે જડવાની પાછી
પછીતની ભીંતોની ભાત્ય ?
તો લાવ જરા ચકમક ઝગવું
બે ઘૂંટ ખેંચી લઉં હુક્કાના છેલ્લેરા,
તે સાવ પછી બા'રો નીકળી જઉં,
પછીતની ઓકળિયાળી ભીંતોને
લાવ જરા અડકી લઉં —"

## નૂતન ૨૦૨૭ વર્ષ | રાધેશ્યામ શર્મા

નિઃશબ્દતાના નકશીદાર દ્વાર પર
શબ્દધ્વનિ ટકોરા કરી શકે તો
વહી આવતા વંટોળને થીજવીને
ટમટમતાં કોડિયાંની દીપશિખાને
સંકોરી ઝળહળતી કરી શકાય
બોલું બોલું કરતી સિંહાસન બત્રીશી
વીર વિક્રમની આણને સાચવી લેતી
સંવતના સૂરજોની કિરણાવલિ પ્રગટાવે
અને ત્યારે
આકાશની ભીની ભૂરાશ પીધેલ તારકોની
ધરાના લીલા લાવણ્ય પર બીજવર્ષા સંભવે:
ઉલૂકોની આંખમાં રા' થયેલાં તારકમંડળ
આંગણામાં ઊગેલા રાગના સાથિયાને
સળગીને ઓચિંતા પ્રગટ કરી દે
તેના અજવાસે દાંતેનો પે...લો દરજી
ગજકાતરને કોરાણે મેલી
'શિવ શિવ' કરતો સીવવા માંડે।

## મૃત્યુ અને મૌન* | ચન્દ્રવદન શુક્લ

શાન્ત રહો, આગંતુકો! સહુ શાન્ત હો.
એ મૌન છે, નિઃશબ્દ છે.
વિદ્યુત્-પ્રપાતે તડિત માનવદેહ શો
એ સ્તબ્ધ છે:
શાન્ત રહો, આગંતુકો! સહુ શાન્ત હો!
કોલાહલો મા કૈં કરો, શબ્દો મ ના કૈં ઉચરો,
અર્પો ન કૈં આશ્વાસનો, કે દિલાસા ના દિયો.
શાન્ત રહો, આગન્તુકો! સહુ શાન્ત હો!
અણકલ્પ્ય ઉલ્કાપાતથી
ઉદ્ધ્વસ્ત કો ગિરિશૃંગ શો, એ સ્તબ્ધ છે;
વિગતાત્મમાં થઈ લીન એ
શૂન્યત્વમાં તલ્લીન છે.
શાન્ત રહો, આગન્તુકો! સહુ શાન્ત હો!
મોસમ વિનાના માવઠે
હિમપાત-મૂર્છિત વૃક્ષ શો,
એ સ્તબ્ધ છે, નિશ્ચેષ્ટ છે.
શાન્ત રહો, આગન્તુકો! સહુ શાન્ત હો!
કવિતા ગઈ, કવિ મૌન છે;
ચેતના ચાલી ગઈ, કવિ સ્તબ્ધ છે;
ઊંડી સમાધિમાંહી કો વિક્ષેપ નાખી ના રહો.
શાન્ત રહો, આગન્તુકો! સહુ શાન્ત હો!
એ સ્તબ્ધ કવિ હૈયામહીં મૂર્છાની કળ વળવા દિયો;
ને આપ્તજનના નિધનની સંવેદનાના આસવોને
ઊર્મિકેરા અર્કમાં સંતૃપ્ત થૈ થૈને ઘૂંટાવી દિયો;
ને સ્વયંભૂ સ્રોત અંતરના પછી પ્રસ્ફુટશે
કૈંક સહસ્ર ધારે;
કવિતા'વશે દિવ્ય નવાવતારે.
બોલવું હોય જો, ત્યારે
બોલજો કૈં; ન અત્યારે.
રે અત્યારે કવિ મૌન છે, કવિ સ્તબ્ધ છે.
શાન્ત રહો, આગન્તુકો! સહુ શાન્ત હો!

* શ્રી ઉમાશંકર જોશીનાં પત્ની જ્યોત્સ્નાબહેનના અવસાનના દિવસે.

## મૌન | ભરત ઠક્કર

પલળેલી માટીના લોચા જેવું મારું મૌન,
આજે તો જડ પથ્થર બની ગયું છે.
ઘર કરી બેઠેલાં દબાણો ખસેડ્યાં નથી ખસતાં.
એને તોડવા કાળની વિકરાળ દાઢોનાં બળ પણ ઓછાં પડે.
પ્રલયો, ધરતીકંપો, જ્વાલામુખીઓ
કદાચ યુગો પછી ભેગાં મળી
મહાપરાણે તોડશે.
એ તૂટતાં વેંત જ—
મારામાંથી આકાશ જન્મશે.

## अ–ब–क | અબ્દુલકરીમ શેખ

મારા અને બ કોણ બનાવી શકે?
અ અને બ બંને એક છે,
અને નથી,
અને એટલેસ્તો હું મારા કાવ્યને લખી
શકતો નથી.
તમે સુદર્શન ઉપાડો તોય મારું આ કામ
ન થાય.
અ ઘોડો હોય તો બ ઊંટ નથી.
અને अ ઘોડો ન હોય તો ઊંટ ઊંટ છે.
વળી ઊંટ અને ઘોડાઓના જ મહાભારતમાં
આઈસ્ક્રીમ ખાઈ શકાય છે,
લપડાક લગાવી શકાય છે,
અને अब – अब ના જાપ પણ જપી શકાય છે!
છતાં 'છતાં'નો अ 'अ' છે,
છતાં 'છતાં' નો ब 'ब' નથી.
अ-बने હું ભાષાના क વડે
તમારી સામે ભાગું છું, ગૂણું છું,
સરવાળો કરી પ્લેટમાં આઈસ્ક્રીમની જેમ
તેને તમારી સામેગ ધરી જોઉં છું.
પણ આઈસનો ક્રીમ કરી કરી
મારા મોંમાં પાણી આવ્યા છતાં,
તમે મારા મોંમાં પીગળતા જ નથી
પીગળતા જ નથી.
અને મારો સ્વાદ તમને આવતો જ નથી,
આવતો જ નથી.
એટલે તમે જ કહો હે મહામના,
તમે વહાણ બનો ત્યારે
હું ડૂબી જતો હોવાથી
મારા અને કોણ બ બનાવી શકે?

## સાયલન્સ ઝોન | જ્યોતિષ જાની

એષા
  તું આવે તો ભલે આવે
    સાવનનું ઝરમર ફૂલ બનીને
  ફૂલ બનીને આવે એષા
  આવે તો મારી આંખોની
  પાંપણો ઉપર તોળાઈ રહેલાં
  આકાશનાં અસંખ્ય વૃક્ષોની
  ભીડમાં
  જોજે, ક્યાંક ખોવાવું ન પડે!
એષા
  જે દિશાઓનાં નામ તેં પાડ્યાં
  એ દિશાઓ તો બધી જ હવે વાયવ્ય
  તું આવે એષા તો ભલે આવે
  લજ્જાની અનરાધાર બૌછાર બનીને
        બૌછાર બનીને આવે એષા
  આવે તો ગગનચુંબી ઈમારતોની
  દીવાલો થઈને ઊગેલી રસ-રૂપ-ગંધ-સ્પર્શની
  મારી સીમાઓને ઉલ્લંઘી જતાં
  જોજે, ક્યાંક ઠેસ ન વાગે!
એષા
  તું આવે તો ભલે આવે
  આવજે
  પૂર્વ દ્વારેથી
  અવરજવરની ગમગીન ઉદાસીનું એક ગીત
                    બનીને
  હું તો પ્રવેશ કરતો હોઈશ પશ્ચિમ દ્વારે
        મારા સાયલન્સ ઝોનમાં!

## તમાશો | દિનેશ કોઠારી

બોલ દે, બેટા !
મારા ડાબા હાથની મૂઠીમાં શું છે ?
કહે તો તને દિલ્હીનું તખ્ત આપી દઉં,
કહે તો તને જન્નતની હૂર પરણાવું,
જંબૂરિયા, મેરે હમરાજ,
એક વાર બોલી દે કે
મારા ડાબા હાથની મૂઠીમાં શું છે ?
હજાર નજર તારા તરફ મંડાયેલી છે,
પેલો અમથો ક્યારનો બોચી ખંજવાળે છે,
પેલો નાથિયો ક્યારનો ઊંચો નીચો થાય છે.
અબ લડકે લોગ,
મારી મૂઠીમાં શું છે તેની સારી આલમના
શહેનશાહ સિકંદરને ખબર નથી પડી
તો તમને ક્યાંથી ખબર પડશે ?
તમે તમારે ખેલ જોયા કરો ને તાળીઓ
બજાવ્યા કરો,
એ તો મારો જંબૂરિયો જાણે છે કે
કેવું છે ? ક્યારે છે ? કેટલું છે ? કેમ છે ?
બોલી દે જંબૂરિયા,
એક જમાનાથી મારી મૂઠી બંધ છે,
એક જમાનાથી લોકોની ઠઠ જામી છે,
એક જમાનાથી તું મૂગો મૂગો ઊભો છે,
તો હવે બોલી દે, બેટા,
સાચું પડે તો તને પાઘડિયાળો પુત્તર,
ખોટું પડે તો તને બાડુડો જમાઈ,
અબ ટાંટિયાના તૂટેલા
કરમના ફૂટેલા
અંધારિયામાં અવતરેલા,
મૂગામંતર જનમોના,
જંબૂરિયા, અબ કી બાર બોલ દે, મેરે ભાઈ
મારી વજજર મૂઠીમાં શું છે :
પાઘડિયાળો પુત્તર કે બાડુડો જમાઈ ?

## અહીં | પ્રબોધ પરીખ

અહીં બરફ પર ફૂલ છે મારા શોકના પડછાયાઓનું.
કાંઠાવિહોણા દોડે જતા સમુદ્રો
લિપિ વિનાનાં
ઊંડા
આ વરસોના જંગલમાં.
અજાણ્યા આકાશખંડોનાં ફળો
અહીં ઘોઘરા અવાજમાં નાશ પામ્યા છે તે.
અશક્ય ભૂગોળોની નસોમાં ગતિ,
લોહીમાં ગુફાઓના સ્મરણનો ભય,
દરેક શ્વાસોમાં ચરતું હોય મૃત્યુ
હવે આ હું કઈ તરફ ફરી રહ્યો છું?
દેશ મારો પથરાયો છે મારી હથેળીના પટ પર,
સ્મૃતિઓની જાજમ ઓળંગી છે મેં ઊડીને.
પાંખોમાં નશો સ્ટેશન પર ઊભા રહેલા છૂટા પડતા શબ્દોનો.
લીલા રંગનું નામ છે મારા મગજના કિલ્લાની આસપાસ આ શહેરમાં
મેં મારા હાથોથી તોડી છે આ પૃથ્વી.
ફર્યો છું સાતતાળી રમતાં અનેક મેઘધનુષી કેલેન્ડરોમાં.
અહીં દરિયામાં પથરાયેલી હોડીઓનું આવ્યું છે
મને અમાનુષી સ્વપ્ન
મારાં હાડકાંઓને
લોહી માંસ ચામડીને ઓળંગીને,
હવામાં અદૃશ્ય ફરતા ગર્ભ પાસે પાછા જવાનું.
કોઈ અરીસો છે નહિ,
કોઈ સંબંધ નહિ.
બારીમાં ફૂલો લોખંડની બેડીથી પત્તાં રમતાં બેઠાં છે.
ગળાફાંસો મારી નસનસમાં.
પિયાનોમાં ફેલાતો જતો દેહ કઈ તરફ, કયા રહેઠાણમાં, કઈ
બરફીલી સફેદ છાતીઓમાં?

## એક કવિતા | મફત ઓઝા

બંધ બારી ખોલું તો...
વાગરાના બોદા બોદા ચ્હેરાઓ
કરોળિયાનું જાળું બની
સળિયાના કાટને ચગળ્યા કરે
ઊર્યાં પારેવાંની પાંખનો ઘેરો પોચો પડઘાટ
બારીએ પાસાં ઘસે.
અવાવરું વાવ કેરી પગથીથી...
પગલીની કુમકુમ ઊગ્યા કરે.
ફણગેલા ઘાસ જેવી
એક છાયા,
આંખભરી લચી પડે
કાળી એની કીકીમાં
કાળો બલ્લક
ભારેલાય
મદિય
કાળને
શીંગડે રમાડતો, ઊછાળતો ધસમસે
આંગણામાં પમરેલા મોરલાના ટહૂકાઓ
ફૂટી મારી કીકીમાં કણા બની ખૂપ્યા કરે.
ખૂપ્યા કરે
... ... ...
... ... ...
બંધ બારી ખૂલે તો...

— ઇન્દુ પુવાર

અઠ્ઠાવીસ વર્ષની નિષ્ફળતાઓ
પર
મારું અસ્તિત્વ લંગડી કૂદી રહ્યું છે.
લંગડીના ચિતરાઈ ચૂકેલા સાત કોઠાઓમાં
ગોપાઈ ગયેલ
સપ્તર્ષિની શોધ અહર્નિશ ચાલ્યા કરે છે.
સપ્તર્ષિ જેવું નામ મારું છે.
એવા ભ્રમોને અઠ્ઠાવીસ વર્ષથી પોષ્યા છે.
ઘરની લગોલગ આવી ગયેલી પેલી કબરો
કેટલાય દિવસથી મને ચાવી રહી છે

એ જોતો હું
પોકારો પાડું છું કે આવો તમે
મારી નિષ્ઠાઓ
મારી શ્રદ્ધાઓ
મારા વિશ્વાસો
મને તમારા આશ્લેષમાં સમાવી
ઢબૂરી દો ક્યાંક સાતમા પાતાળે
નહિતર હું ખરપાઈ જઈશ
હું જોઈ શકું છું
સાત કોઠાઓમાંથી કોઈ એક કોઠામાં
મારું મૃત્યુ ગૂંચવાઈને પડ્યું છે.
કોઠે કોઠે
કૈંક કેટલી દીવાલો મારી કબરો ખોદી રહી છે
અનેકાનેક કાર્યો
મારી કબરો પર મૂકવા
રાતરાણીઓને ઉગાડી રહી છે
થોકબંધ કમળાઓની માળાઓના મણકાઓમાં
નિશ્વાસરૂપે હું સરકી રહ્યો છું
સૂકાઈ ગયેલી નદીઓનાં રણ વિસ્તરતાં
સાતે કોઠાઓમાં ઘૂમરાઈ વળ્યાં છે
મેં મારા સંબંધોને તો કાલે જ
સિનેમાની ટિકિટોમાં ફાડી નાખ્યા છે
વ્હિસ્કીના એકાદ–બે પેગમાં
પીવાઈ ગઈ છે મારી સભાનતા
ને તીનપત્તીના ઊભા કરેલા જગતમાં
મેં મારી જાતે ચીતર્યાં છે
એકદંડિયા મ્હેલ
એકદંડિયા મ્હેલમાં ચિતર્યાં છે
લંગડીના સાત કોઠામાં
અઠ્ઠાવીસ વર્ષની નિષ્ફળતાઓ પર
મારું અસ્તિત્વ કૂદી રહ્યું છે લંગડી.

## ભીંત | મુકુન્દ પરીખ

મારા વગર એ વાત પણ કોને કરે !
ચ્હેરો અરીસે ક્યારની શોધ્યા કરે છે ભીંત.
સ્વ-રૂપ જોઈ જોઈને પાગલ બની ગઈ
તે રાત દિ' ખડખડ કશું વેર્યા કરે છે ભીંત.
એકાદ પોપડીના પતનથી ઉદાસ થાય
ડૂબી જઈને શોકમાં ઝૂર્યા કરે છે ભીંત.
પાંપણ ઉઘાડી રાખશો તો પામશો મને
મારાં જ રેખાંકન વડે શોભ્યાં કરે છે ભીંત.
સંકેત પડછાયા હવે મારા કરે
કે આસપાસે એમની જન્મ્યા કરે છે ભીંત.

## એક કાવ્ય | ચંદ્રકાન્ત ટોપીવાળા

હલ્લો સાગર!
કાંઠાના વેલાફાંસામાં ગળાડૂબ
મોઢે ફરતા ફૂફવતા ફીણના હલ્લા વચ્ચે હલ્લો સાગર

હું તમારું પાણી બોલું છું.
હલ્લો હલ્લો સાગર, હું તમારું પાણી બોલું છું.
તમારી વાણી અહીં સુધી નથી પહોંચતી
તમારું પાણી બોલું છું, તમારી વાણી નથી બોલી શકાતી.

હલ્લો સાગર!
નીલ્લો તમારો કિલ્લો તોડી આવો બહાર.
રેતીનો ખીલ્લો ખીલ્લો બાંધી રાખે છે પાણીપંથા અશ્વો

પાણીપોચાં વિશ્વોનાં સપનાંઓનો ભમ
તમારાં પાણીને પાણી પાણી કરી નાખે છે.
તમારી વાણી નથી બોલી શકાતી.
ઠાલા છીપોના દ્વીપો ડેલ્લોમા રે છે, હલ્લો સાગર.
હલ્લો સાગર
નીલ્લો તમારો કિલ્લો તૂટે
તો રેતીનો ખીલ્લો ખીલ્લો છૂટે
હલ્લો સાગર, નીલ્લો તમારો કિલ્લો તોડી આવો બહાર.

અગસ્ત્યના પેટસતું હું તમારું પાણી
વડવાનલની જીભે જલતું હું તમારું પાણી
ચૌદ રત્નના ધામાં ગભરું તમારું પાણી બોલું છું.

## દુનિયા અમારી | ભાનુપ્રસાદ પંડ્યા

દેખ્યાનો દેશ ભલે લઈ લીધો નાથ!
 પણ કલરવની દુનિયા અમારી!
વાટે રખડ્યાની મોજ છીનવી લીધી!
 ને તોય પગરવની દુનિયા અમારી!
હલબલતો થાય જ્યાં પ્હેલો તે પ્હોર
 બંધ પોપચાંમાં રંગોની ભાત,
લોચનના સરહદથી છટકીને રણઝણતું
 રૂપ લઈ રસળે શી રાત!
લ્હેકાએ લ્હેકાએ મ્હોરતા અવાજના
 વૈભવની દુનિયા અમારી!
ફૂલોના રંગો રિસાઈ ગયા, જાળવતી
 નાતો આ સામટી સુગંધ,
સમાસમાના દઈ સંદેશા લ્હેરખી
 અડક્યાનો સાચવે સંબંધ!
ટેરવાંને તાજી કૈં ફૂટી તે નજરુંના
 અનુભવની દુનિયા અમારી.

# પરિપક્વતા | વિપિન પરીખ

હવે હું જીવનમાં બરોબર ગોઠવાઈ ગયો છું.
ડેલ કાર્નેગીએ સાચે જ સોનાની કૂંચી આપી દીધી છે.
આપોઆપ બધે ખૂલતાં જાય છે દ્વાર.
હા, કોઈ માંદું પડે તો તરત જ પહોંચી જાઉં છું પાસે.
કોઈની વર્ષગાંઠ હોય ત્યારે ફૂલનો ગુચ્છો મોકલવાનું ભૂલતો નથી.
અને સારેમાઠે પ્રસંગે તાર કરવાનું પણ ચૂકતો નથી.
ઑફિસમાં બધા હસતા ચહેરા નિર્દોષ જ હોય
એમ માનું એવો બાળક રહ્યો નથી હવે.
પ્રત્યેકની એક કિંમત હોય છે એ સત્ય
નસેનસમાં લોહીની જેમ વહી રહ્યું છે.
યાદ આવે છે:
પહેલી વાર સ્મશાને ગયો તે પછી
કેટલીય રાત જંપીને સૂઈ ન શક્યો
પણ હવે તો
મને નનામી બાંધતા પણ આવડી ગઈ છે.

# તરણું | હરિકૃષ્ણ પાઠક

તડકાના રેલામાં પૂર
　　એમાં છાંયડાની છાની વ્હેતી રે સરવાણી,
બે કાંઠે છલકાતું મૌન
　　એમાં કેમ કરી મોજાં ઉછાળે મારી વાણી!
અંતર મૂંગો જો સાવ ઊભું તો લાગે
　　કે વરસી જાતો રે ચોધાર;
વાણીમાં વેદનાને પ્રોઉં તો થાય—
　　ક્યાંક ખોઉં હું મારો અણસાર!
તડકા-છાંયાની પેલી તરવરતી લીલાની
　　જુગતિ તો સાવ રે અજાણી!
ગોરંભે ગીત ક્યાંક ઊંડે આકાશમાં
　　ને ફૂટે પાતાળમાંથી ઝરણું
ખળખળતું ગીત થઈ વ્હેવા મથે રે
　　મારી વેદનાની વાણીનું તરણું!
અંજલિ ધરીને વ્હેણ ઝીલવા કરું તો
　　દૂર છલકે કે ઝાંઝવાનાં પાણી!

## સરુવનમાં | ભગવતીકુમાર હ. શર્મા

મને કોઈ સરુવનમાં લઈ જાવ...

કે મારાં રોમરોમના ભૂરા ભૂરા દરિયાઓમાં
વહી રહી છે સરુઓ કેરી લીલી લીલી નાવ...

સરુનાં ધોળા ધોળા સઢો ગયા ગૂંચવાઈ આભની ઉંચી ટોચે,
સરુનાં અબરખિયાં મોજાં પર પીળાં ફીણ બની પરપોટા પ્હોંચે
કે મારાં રોમરોમનાં નીલાં નીલાં મોજાંઓમાં
ધસી રહ્યાં છે ફેનિલ કંઈ હરણાંવ...

સરુની છાયા હેઠળ કરે ગોઠડી તડકાનાં ચાંદરણાં
સૂની બપોર પીતી કોયલના ટહુકાનો મીઠો લીસેરો આસવ.
કે દરિયે તડકાનાં તોફાની ટોળાં પડે-ઊછળે
સાંજ સુધી એ રહે લગાડી દવ.
કે મારાં રોમરોમનાં પીળાં પીળાં ચાંદરણાંને
કહી રહ્યું છે કોઈ: 'હવે તો આવ!...'

સરુને પવન ભરીને બાથ ગુંજતો એક ઢાળનાં ગીત,
રસળતી સૂરે સૂરે લાલ, ગુલાબી અને કેસરી, મઘરંગી પ્રીત.
કે મારાં રોમરોમનાં નારંગી ગીતોને
આજે પવન કહે છે: 'ગાવ!'...
મને કોઈ સરુવનમાં લઈ જાવ...

# ગઝલ | જવાહર બક્ષી

ચાલ્યા જતા પ્રસંગની એકાદ ક્ષણ રહે
તો પણ પૂરા પ્રસંગનું વાતાવરણ રહે;

જો દૃષ્ટિ સ્થિર થાશે તો જોઈશ ઘરાઈ ને
પણ ત્યાં સુધી એ રૂપ ઉપર આવરણ રહે!

મારી ક્ષિતિજ લઈ ને હું ફરતો રહ્યા કરું
મર્યાદા એની એ રહે ને વિસ્તરણ રહે!

મન થાય ત્યારે યાદ નિરાંતે કરું નહિ
એ શું કે વાતવાતમાં તારું સ્મરણ રહે!

સ્વપ્નાં ય બહુ તો ઓગળી ઝાકળ થઈ ગયાં
જીવનમાં તો પછી 'ફના' ક્યાંથી ઝરણ રહે?

## રાવજી તું | મધુ કોઠારી

સાબુની જેમ
ઓગળતો
ઓગળતો
ઓગળતો
જ
ગયો.
રેગ્ઝીનના કાપડના તારા
સુક્કા ચહેરા
પાછળ
પંખીના શબ્દની ફુમાશ.
આંખોમાં ઊગી નીકળેલાં
ખેતરો.
કોમ્પ્યુટરોની અમારી
દુનિયામાં
તારું
પંખીના
પગ
થઈ મ્હાલવું.

## એક | ભૂપેન ખખ્ખર

રંભા...રંભા...

તું મનોજની કંપની છોડી દે.

મંજરીની જિંદગી એણે જ બગાડી,

ગોધરાથી એ જ નાસી છૂટેલો.

એ સ્માર્ટ દેખાય છે ચોકડીવાળા બુશશર્ટમાં

દેવાનંદ જ લાગે.

એ ભ્રમર છે.

સ્ત્રી સંભોગમાં જ એને રસ છે.

પણ

એને ખબર નથી

સરુનાં વન

બનારસના ઘાટમાં ધકેલાતાં શબો,

અવિરત રિક્ષાની ઘંટડીનો અવાજ

જેસલમેરની પીળી ધરતીનો પ્રકાશ

## ગીત | મનહર તળપદા

એકલ એકલ સાંજમાં કદી સીમ ભરીને સાંભરે તારું નામ
ડુંગર કેરી ખીણમાં ગોકળગાય બનીને ભાંભરે મારું ગામ
આંગણ મારે વનરાકેરાં રૂપ ભરીને,
પાંખમાં, લીલી ચલ્લીઓને જોઉં
મનભરીને આભમાં મારા ખાલીખાલી
ક્ષણ પછાથી મુજને ત્યાં હું ખોઉં
એવણટાણે આથમતી હો' બીજ બનીને ઝબકે તારું ધાસ
એકલ એકલ સાંજમાં કદી સીમ ભરીને સાંભરે તારું નામ.
કોક સવારે આંખમાં હજુ નીંદર ઘેરી
સાંભળી રહું દૂરથી કોયલ-ટૌકા તારા
લીલમછોયા ઘાસનાં મીઠાં ગીત પછીતો
રૂંવેરૂંવે, ફરકી ઊઠે સાવ, અસારા
છાપરે બેઠાં હોલાં કેરી પાંખમાં હવે રણકે રાત્યો શ્યામ
એકલ એકલ સાંજમાં કદી સીમ ભરીને સાંભરે તારું નામ.

# તમે સાંભળો છો ને મને? | પ્રાણજીવન મહેતા

ગેઝીટશે આમ આકાશને
શું તાકી રહ્યા છો આમ આકાશને ગેઝીટશે...
તમે; તમારી દૃષ્ટિને આકાશમાં પરોવીને
ઠેઠ નક્ષત્રો સુધી લઈ જશો શું તમે;
પક્ષીની ઉઘાડ બંધ થતી પાંખ જેવાં નક્ષત્રોને તમે આમ શું
તાકી રહ્યા છો.
તમે સાંભળો છો ને મને.

મારી ઊંઘ સુખડના ધુમ્રસરમાં અટવાય છે
રુવાંટીના સ્તર નીચે વહી રહેલું લોહી

શ્વસી રહી છે સુગંધને
મારી આંખ અટકી ગઈ છે
બારી આગળ ફરકતાં ફરફરતા વિશ્વની પાસે
ને હું મારા તમારી સાથેના સંબંધને
વિચારની ખરલમાં ઘૂંટી રહ્યો છું...

કહું ?
દીવાની જેમ કાંઈ પ્રગટતું નથી અહીં ઘરમાં
સંબંધનું નામ આપીને હવા પણ શ્વસે છે મને
સાંભળ્યું છે
આ સંબંધને ઉતરડી શકાય નહિ
આ સંબંધને સાંધીય શકાય નહિ
સંબંધનું નામ આપીને વસે છે ભીંતો ઘરમાં
તમે સાંભળો છો ને મને ?
આ સંબંધને કયા નામે સંબોધવું મારે—
પર્ણ પીળાં પર્ણ સુક્કાં પર્ણ લીલાં ખખડે ફરફરે
નળિયા ઉપર કાગ બની બેઠેલા તડકામાં
ને વીતેલાં વર્ષો પીપળાની ઊંચેરી ડાળે ફૂટતી
કુંપળમાં ક્યારેક દેખાતા

તમે મૌન લીમડાના કૂંડામાં વાવીને બેઠાં છો
અને લીંબોળીઓ લહેરાતી આંગણમાં જોઉં છું
ભમના સંબંધથી ધ્રૂજું — કે — કહું ?
ધીમે ધીમે હેઠ આવતી છત હવે
ભીંસી નાખશે મને
ધીરે ધીરે છાતીના પોલાણમાં પસરતું એકાન્ત
ફેલાઈ જાશે હાડ ચામમાં—
તમે સાંભળો છો ને મને—
હું ક્ષણના વિયોગની માંડું વારતા ને
તમે આમ આકાશને શું તાકી રહ્યા છો ?
તમે સાંભળો છો ને મને ?

## રાત્રે ઑફિસ | ભીખુ કપોડિયા

... ... સ્વિચ.
અજવાળું અવાજતા ટ્યુબલાઈટોના ધોળા સાપ
... ... ચૂપ.
અંધારું ઝબકીને જાગી ઊઠે
ને બ્લોટીંગ પરની ગોકળગાય તગડી થાય.
બોખડા-બ્હેરા રિસીવરના સૂજી ગયેલા
કાન-હોઠના થર ઉપર થર બાઝે.
કૉલબેલની ડીંટડી ઉપર
ચોંટી ગયલા પટાવાળાના કરડા કાન,
કાચનાં પેપર-વેઈટ થઈ ટેબલ પર પડી રહેલી
બૉસની આંખો.
ટાઇપિસ્ટ ખુરસીની માંજરી કીકીઓ
ફરતાં ફરતાં ટેબલ તાકે... ...
સ્મિત તો સોપારી મમળાવે,
ટેબલફેનની પાંખો છાતીના પિંજરમાં બંધ
આખોય દિવસ સંભોગાતી ફાઈલોને
ફુરસદ ફળે.
અંધારું પીતી કલમમાંના અક્ષરો ગર્ભાય,
કૅલેન્ડરને કીકી બદલવાનું કામ.
ઘડિયાળી લુહાર
સૂરજનું ચકતું ટીપ્યા કરે... ટીપ્યા કરે...
આખીયે રાત અંધારું
અજવાળાનો કાગળ ટાઇપ કર્યા કરે.

## પગલું માંડું ને | જગદીશ જોશી

રણની આ રેતીમાં સળગે છે અડવડતી ઝીકીનાં
પગલાંની છાંય;
ઝાંઝવાની સળવળતી ભૂમિ પર જળની અહીં ઝંખનાઓ
સૂકી અંકાય.
વૈશાખી આભ સમો પથરાતો પંથ
ત્યહીં દોરેલા નકશા નકામ;
ભીતર આ અમળાતું ગુંગળાતું જાય
અને પગના પરવાર્યા મુકામ.
ડમરીએ ઊંચક્યા જે રેતીના થાંભલા તે પળ પળમાં
એવા ખોડાય;
ઝાંઝવાની સળવળતી ભૂમિ પર જળની અહીં
ઝંખનાઓ સૂકી અંકાય,
ઉજ્જડ બપ્પોરની આ સળવળતી વેળુમાં
પગલાંઓ ઊંટ તણાં પોઢ્યાં;
તાણેલા તંબુની રાશમહીં શ્વેસાતાં
સમણાંએ ઝાંઝવાને ઢ્હોળ્યાં.
પગલું માંડું ને મારો પલટાતો પંથ એ તો વચકીને
ક્યાં ક્યાં વંકાય?
ઝાંઝવાની સળવળતી ભૂમિ પર જળની ઝંખનાઓ
સૂકી અંકાય.

## યાદ | મનોહર ત્રિવેદી

હંમેશ સવારે
ઝાકળની ઝરમર વરસે
ને તડકાઓ ઊગ્યા કરે છે
ફળિયું હિલોળે ચડે છે
નીડમાંથી નીકળી પક્ષીઓ
પોતાની ચાંચમાં
લીમડાની મંજરીઓ લઈ ઊડે ઊડે
ને કલરવ થઈ
વેરાઈ જાય મારી આસપાસ
મને ગમતીલી તરજમાં
દિવસને ગણગણતો નીકળી પડું છું બહાર
પાછાં વળતાં
ખિડકીમાં પ્રવેશ કરીને જોઉં છું તો
તડકાઓને—
એની પાંદડીઓની આરપાર ટીકી ટીકીને
ન જોઈ શકાય તેવાં ખીચોખીચ
—ભૂખરી સાંજનાં ફૂલ બેઠાં હોય છે
અને
હું એની ગળચટ્ટી ગંધથી અસ્વસ્થ બની
મારા ઘરમાં જ
—કોઈ આઘે આઘેના ગામ જવાને—
અંધારામાં ભટક્યા કરું છું.

## નથી જોવું આ આંખોથી | મેઘનાદ ભટ્ટ

ન જોવાનું જોવાનો
અને જોવાનું ન જોવાનો કીમિયો
શીખી ગઈ છે મારી બે આંખો!
હવે મારે કશું જ જોવું નથી આ આંખોથી.
જન્મસમયે માની ગોદમાંથી
નિરભ્ર નિરાકાર જે જોયું'તું આકાશ
તે તો કદાચ માને ય યાદ નથી આજે.
મારા ફળિયાની નાનકડી નીલુડીએ
શિશુક્રીડામાં ઢાંકી દીધી'તી મારી આંખ
ત્યારે એની નાની આંગળીઓ વચ્ચેથી
જોયું'તું જે નિતાંતરમ્ય વિશ્વ—
ક્યાં છે મને એ યાદ?
પ્રણયરાશી સાથેનું તારામૈત્રક તો
પરિણયની પ્રથમ રાત્રે જ હું ભૂલી ગયો'તો.
કેવી અવળચંડી થઈ ગઈ છે આ આંખો!
હવે મારે કશું જ જોવું નથી આ આંખોથી.
હજી કાલે જ—
(હદ થઈ છે ને હવે તો!)
મારા નામનું વિશેષણ બની બેઠેલો બાળક
મારાં જ ચશ્માં પ્હેરી
"પપ્પા" બનવાનો રમવા લાગ્યો ખેલ!
હવે મારે કશું જ જોવું નથી—
—આ આંખોથી.

— | શ્યામ સાધુ

કંકુના થાપા જેવા દિવસો
દેમડના ટહુકાઓ ભલે સાંભળ્યા કરે !
શેમળાની છાંયડીનો વિસામો
હવે પાળિયો થઈને
તમારે ગામ ગોફણ વીંઝયા કરે છે.
માવઠાનું મોંજોણું
મારી રાયણની ડાળોમાં
ડબક ડબક
આંસુઓ પાડ્યા કરે છે
ને...
રાત્યુંની વેલ્યું
તારોડિયાની ચૂંદડી ઓઢી
ગાડા ખેડુનાં દુખણાં લેતી
કંકુના થાપા જેવા
દિવસોને શોધ્યા કરે છે...
સાંભળ્યું છે :
પેલા દેમડના ટહુકા
હવે
શેમળાને વિસામે વિસામે
તારું નામ બોલ્યા કરે છે।

## એક અનુભૂતિ | રામચંદ્ર પટેલ 'સુક્તિ'

બેઠો હતો પૂંઠ દઈ અચિંત
શંભૂ તણા મંદિર ઓટલે હું.
ચારે દિશે લીલવંઝાંમ ઓઢી
એકાન્ત બેઠું હતું થાકચું પાકચું.
—જોતાં મને એ ટહુકી જ ઊઠયું...
પાસે હતો પીપલ એમ બોલ્યો...:

'આકાશનું ખૂન થઈ ગયું છે,
ને લાશ એની તરણાંની છાંયે
ગંધાય છે રોજ પડી પડી અહીં.

આ આકડો, બાવળ એ અઘોરી
એનું ગમા લોહી બધું જ ચૂસી.

મારા કહેવા પર જો ભરોસો
ના આવતો હોય જરાય તો, ત્યાં
સામે જુઓ બાવળિયે—કરોળ'-
જાળે મરેલું વળગ્યું પતંગિયું.

—જોતાં જ આ—લાગ્યું મને ઘડીભર...
મરી ગયેલો હું હવે અચાનક
આજે અહીં હાથ મળીય આવ્યો.

## આપણે | માધવ રામાનુજ

પંખીના માળે બાંધ્યું આયખું
ખરતા તરણે સંબંધ,
સગપણ ઊગ્યાં ભેળું આથમે
રવડે પડછાયા અંધ;
માળે મળેલાં પંખી આપણે.

ભવની લીલી-સૂકી ડાળખી,
ઝરતી પાંદડાની છાંય —
ખરતી પાંદડાની છાંય —
ઊડતી પાંખોની એંધાણીએ
ઢળતી નજરું ના ઝાંય...
માળે મળેલાં પંખી આપણે.

થડને ટેકે છૂટ્યા છાંયડા,
તોડી તડકાની પાળ,
મૂળને અડીને ઊભા આકરા
ધીકતા રણના પાતાળ
માળા બાંધી વીંખાયા આપણે.

## એક પત્ર: | નીતિન મહેતા

કાચીંડો તે જ આ શહેર. હું અહીં, તું ત્યાં, વચ્ચે
રઝળે છે મારા,
તારા કેટલાયે અવશેષો. બધું ગહ્વાતું જાય છે—
સુખની જેમ, આકાશની જેમ.

સ્વપ્નની ઓઢી દીવાલોના રણકારને પીઉં છું આંખોથી
અને ત્વચા પર
ખખડે છે વર્તમાનની એક એક ક્ષણ. "પછી શું?"નું
અવતરણ
સતત પીડે છે મારી આ એક ક્ષણને. તડકો બારીના કાચ
સાથે આજે
સવારે જ ફૂટી ગયો. ત્વચા પર જે છિદ્રો છે તે
કાચની ઝીણી
કચ્ચરોની જેમ હાંફી રહ્યાં. આ અશબ્દ વિશ્વ મને
પીડે છે તેથી તો
હું તરડાઈ જાઉં છું દર્પણમાં અને મારી વાતો
શ્વાસ થઈ પ્રતિબિંબાય છે
મારી સામે. તારા શહેરથી મારું શહેર જુદું, વચ્ચે
લંબાઈને પડ્યો
છે કાચીંડો. તું મારામાં જ ગોપિત રહી રચે છે
મારી સાથે સંવાદ.
હું તો ધડું છું મારા મૌનને... ચિત્તને શબ્દાવું શી
રીતે? મનને 'એ અહીં નથી'
કહી કેમે કરી મનાવવું? તું મારી બધી ઋતુ. તારા
માટે થોડી
ઉનાળાની સાંજ અને વરસાદી બપોરની થોડી
ક્ષણો મેં સાચવી રાખી છે.
હું શબ્દોથી વિશેષ કશું લંબાવી નથી શકતો તારી
તરફ. તારો
નીતિન પણ આ શહેરમાં બોલતો, કોલ્ડ કૉફી
પીતો Jaaz સાંભળતો
ઉદાસ હસે છે. Emotionally-ir-rational થઈ
ગયો છે એ.
વધુ પૂછીશ તો કહીશ ટ્રેન બની આવ-જા કરું છું
અહીં–ત્યાં. તારે
મને યાદ ન આવવું.

## બાગમાં | મંગળ રાઠોડ

પર્ણ મર્મરનાં મોજાં પર મોજાં ઊછળે છે.
પુષ્પોની રંગબેરંગી માછલીઓ સેલારા મારે છે પવનમાં.
મેંદીની વાડનાં ઢગલાબંધ શેવાળની ઓથે,
એકબીજામાં ગોટપોટ થઈ બેઠેલાં યુગલો–
એક વખત તૂતક પર ટહેલતાં મુસાફરો હતાં શું?
નાળિયેરીનાં વૃક્ષોના પડછાયા ઑક્ટોપસ બની
પકડવા મથે છે પતંગિયાંઓને —
પગરવોના પરપોટા સપાટી પર જઈ ફૂટે છે—
દૂર રમતાં બાળકોનાં ટોળાંની જેમ...
આસપાસનાં મકાનો અને મિનારાઓનાં સ્થાપત્યનો
ખડકાળ આકાર હવે ખૂંચતો નથી કેમ...?
સપાટી પર પથરાઈ ગયેલી આકાશની વિરાટ જાળમાં
ઈશ્વર નામના માછીમારના હાથે
હું શું હવે ઊંચકાઈ ને બહાર ફેંકાઈ શકીશ ક્યારેય?
એવો સંદેહ ઊપજે તેવો —
કોઈક ડૂબી ગયેલી સ્ટીમરના કૅપ્તાન જેવો બની
હું દિશામાપક યંત્ર પર ઊંધે માથે ઢળી પડ્યો હોઉં —
એમ બેઠો છું બગીચાના ખૂણે આ તૂટેલા બાંકડા પર!

## અહીં | કાન્તિ પટેલ

બકરીના કાન પંપાળવાનું હોય તમારે?
ચરણને ગળી ગયાં પગલાં.
ચાલ્યાં કેટલું એ ન પૂછો.
આગળ ચણોઠીનાં વન.
પાછળ તીખાં કાણાં મન
ચૂપ થઈ ચગળવા લાગ્યા ચકળવિકળ આંખો.
ઓઢાડીને ઢાંકી દીધું છે.
એ શબ તો ન હોય?
સ્વસ્થપણે પૂછડું હલાવવું
એ જ એક સત્ય.
બાળકપણું વાગોળવા
શોધવા પડશે, પરીઓ અને રાજમહેલ.
નથણી ગઈ છે ખોવાઈ,
નાક વીંધાવવાનો અર્થ સરી ગયો.
અમૃત પીવાનો મોહ
દેવો ન ખાળી શક્યા.
કાલનો મોભ તૂટું તૂટું જણાય.
પણ મકાન ચણાશે.
નર્તકીની કેડના લચકાઓ
મુખવાસ જેમ ચાવું છું.
હર નિરાશ પળે હું અહીં આવું છું.
અહીં કોણ છે?
અહીંની વ્યાકરણી વ્યાખ્યા
પેલા બંધાતા મકાનમાં ચણી દીધી છે.
ખેડેલાં ખેતરોની લાઈનિંગ
કોઈ ડિઝાઇન-મેકરને કામ લાગશે,
એમ કહેવામાં કોઈ સાર નથી.
અહીં ફક્ત હું છું
ત્યાં તમે હશો.
પણ એ અગત્યનું નથી.

# સૂર્ય ઉવાચ: | હરિપ્રસાદ સોમપુરા

સૂર્ય ઉવાચ:

જા,

તને કહી દઉં છું

હા,

કાલે હું નહિ ઊગું.

હું

એંગેજ છું,

કવિતામાં.

# વિસામો | પ્રવીણ દરજી

તૃષાર્ત ચાતકની આંખમાં અટવાતું આકાશ:
અગસ્ત્યના પેટમાંનું અલસ જલ:
કુંભકર્ણની નાસિકામાં ગૂંગળાતી હવા:
દુર્યોધનની સૂચ્યગ્ર ધરા:
અને
અંધની આંખોમાં આળોટતો પ્રકાશ:
—કોઈએ જોયાં છે?
મારામાંનાં
ક્ષીણ થયે જતાં
પંચમહાભૂતોને
ઘડીભર વિસામો લેવો છે.

## શોધ | મનસુખ વાઘેલા

કેટલાય કાળથી
એની પૃચ્છાઓમાં
વારંવાર ફેરી જતું
ફૂલ
હું હજી સુધી
એને
આપી શક્યો નથી.
આ વાત
મારી શેરીનાં બધાં છોકરાં
જાણે છે,
એટલે
જ્યારે જ્યારે
એમનો દાંત પડી જાય છે
ત્યારે ત્યારે
મારા છાપરે નાખી જાય છે.
એ દાંત
પડતાં જ
મારામાં વહી રહેલા ભ્રમર
મને ડંખ મારી
ઉપવન ચાલી જવ કહે છે...
અને
એની આંખોમાંથી
એક ભ્રમર
બહાર આવી
મને પૂછે છે :
'મનુ ક્યાં છે?'
અને
હું
ફૂલની શોધમાં ઊપડી જાઉં છું...

# દ્વારને | ઇન્દુકુમાર જોષી

ઊંડાણની આવી જશે જો ગંધ દ્વારને,
આંખો મળી જશે પછી તો બંધ દ્વારને,

ફૂલો તો પલાળી શકે ભૂરા મિજાજને,
ના એમ પલાળી શકે સુગંધ દ્વારને.

રોકી રહી હવાને દિશાઓ સમૂળગી,
કિનારાનો પછી હોય શું સંબંધ દ્વારને.

ગૂંચો તો ઉકેલી શકે દરિયાવ આંખની,
ઉકેલી શકે ન કોઈ કદી બંધ દ્વારને,

આખીય રાત ચોખરી બોલે તો શું થયું ?
કાળે કર્યા રચે નહિ પ્રબંધ દ્વારને.

# કાળો ગાલીચો | સુધીર દેસાઈ

રોજ ગળામાં પટ્ટો પહેરેલો
સાંકળે બાંધેલો
માનવી

પસાર થાય છે ત્યારે
વૃક્ષો એને ઝૂકીને સલામ કરે છે.
કાળો ગાલીચો પાથરીને
એનાં પગલાંઓનું
સ્વાગત કરવામાં આવે છે,
ત્યારે મૂંગી મૂંગી સાગરની લહેરો
આવીને પોતું ફેરવી જાય છે
નામનાં પાટિયાંઓ ઉપર.
પાટિયાંઓ ઉપરથી
લસરી પડતા અક્ષરોની નાસભાગમાંથી
કેટલાક મળી આવ્યા છે
હોસ્પિટલના
જુદા જુદા વિભાગોમાંથી.
રોજ ગળામાં પટ્ટો પહેરેલો
સાંકળે બાંધેલો
વિભાગ પસાર થાય છે
કાળા ગાલીચા ઉપરથી.

# ચરણ | આફ્રિદ શિનોરવાળા

અહ્સાસ છે પગલાં જતાં હરરોજ એનું એ જ રણ!
છે એ છતાંયે કેટલાં પગલાં મૂકી ચાલ્યાં ચરણ!
આવ્યાં હરણ ને પી ગયાં, તો યે રહ્યાં પ્યાસાં ઝરણ!
ચાલ્યાં ગયાં છાયા લઈ પગલાં મૂકી ચાલ્યાં હરણ!
હા, ઓશિયાળાં થઈ ગયાં મુજ જેમ આ મુજ મૃત્યુ પર!
લાગ્યાં મને ખૂબ આ વખત, આ પારકાઓનાં ચરણ!

# ગીત | ભૂપેશ અધ્વર્યુ

આંસુડાં ઊંચકી મેં કરી'તી એ ફાડ, રે જી,
કરી'તી એ ફાડ,
માંયથી કસુંબલ નીસર્યો રે જાય, વીરા
નીસર્યો રે જાય.
વેલ સનગારીને જોતર્યા છે મોર, વીરા
મોરની જોડ
વાટમાં તે પીંછાં ખરતાં રે જાય, વીરા
ખરતાં રે જાય.
શામળાની સામબીથી છાયલું આભ, વીરા
કોણે રે કોણે
બાંધ્યો આભલાંનો ઢાળ, વીરા,
ચડતો ઊંચે ન ટોચે જરી જયખાય, ચાંદો
અડવડાં ખાય,
નીચે દડતાં દરિયે ઈને અરધલાં ખાય.
વીરડો ખોદીને લીધો હેલની પેર, વીરા
હેલ ભેળા સૂરજ
ન કરતાં રે ગેલ, વીરા,
થાકોડે પગ તૂટે, હેલ ઢળી જાય,
ઢળ્યાં હેલનાં પાણીયે
પગલાં છંટાય, કોરાં પગલાં છંટાય.
ઘૂમટો ખોલું તો દેખું આભલું ચિક્કાર, રે જી,
આભલું ચિક્કાર,
ઘૂમટો ઢાંકચે વા'લમ ખૂલી ખૂલી જાય, વીરા,
ખૂલી ખૂલી જાય.

# ગીત | હરબન્સ પટેલ

તમે ભીંતે ચીતર્યાં મોરના ટહુકા
ને આ સંદર્ભનાં ફૂલ તો ફૂલદાનીમાં સૂકી ગયાં
સંબંધના છોડવા હવે તમને ક્યાં ગોતું ?

તમે વહી ગયા એ વાંસળીના સૂર
ને અમારી આંખોમાં ગચ્યાં નથી યમુનાનાં નીર
સંબંધના છોડવા હવે તમને ક્યાં ગોતું ?

તમે આવતી કાલના અંધારાનું રેશમ
ને અમને કોલ સંઘરવાના કોડ
સંબંધના છોડવા હવે તમને ક્યાં ગોતું ?

— | જશવંત મહેતા

ચાલો
આપણા ઓગળી ચૂકેલા અસ્તિત્વના
ચહેરાને છુપાવી દઈએ.
કારણ કે, આ સૃષ્ટિ, પેલો ખડકાળો ચન્દ્ર
અગ્નિ ઓકતો સૂરજ, ને સ્ત્રીની મબલક કીકીઓ,
બધું જ આજે તો જીવે છે, પેલા પડછાયાની પીઠે
"ક્ષ" કિરણોમાં શું શોધો છો?
ત્યાં પણ નર્યો અંધકાર છે.
જે, તમારા, મારા અને કબરમાં સૂતેલા
પેલા ખુદાના આત્માને
ગ્રસીને "જાડો" શેઠિયો થઈ
ધસધસાટ ઊંઘે છે:
જાગવાનો નથી ક્યારેય.
મરવાનો નથી ક્યારેય,
એને વરદાન છે કોઈ બેવકૂફ દેવતાનું
મારે એ ઊંઘતા અંધકારનાં વનોમાં
મારે અને તમારે પેલા અશ્વત્થામાની
જેમ જ ભટક્યા કરવાનું છે.
એમાંથી છટકવા,
"સ્વપ્ન" બનીને સરકવું હોય તો
ચાલો, ફરી એક વાર
આપણે પડછાયાનું મ્હોરું પહેરી લઈએ.

## ગીત | મનહર ચરાડવા

હથેળિયુંનાં ડુંગર-ડુંગર કેડી કેડી જંગલ-જંગલ ખીણુ-ખીણુ
સોવર-સોવરમાં

લીલો લીલો ખોળ થઈને ખળખળ ઝળમળ તરે
ફરે ને તરે આપણો શ્વાસ!

ભૂરાં પીળાં જબ્બર પંખી સાથે ઊડયાં કરી કરીને
લોહી તણા દરિયાને વીંધી
ક્યાંક ઊતર્યાં-ના દીવાએ દીવા કેરો ઝાંખો-મીઠો
આંખોમાં અજવાસ

યાદ' આવે ઈ બંધ આંખ્યુંના ઝાડ ઝાડથી મબલક
ખરતાં મેળે પાકાં અમર ફળો કે
ખાઈ કરેલો નામ વગરના દેશ ભણી-નો અંત
વગરનો ધોળો ફૂલ પ્રવાસ!

ધુમ્મસ ચીરી ઘોર પરિચય તૂટે એવો ફૂટે પાછો
ફરી ફરી આપણ મોરોનાં
કળાયેલાં પીછાંમાં ને ત્યાં ઊભરાતું રંગાતું
ઝળકે વરસેલું આકાશ!

નજરતણાં બહુ દૂર ગયેલાં રંગ રંગનાં હરણાંઓની
સોનાની શિંગડિયુંમાંથી
સાંજ ખરીને વંટોળાતી ધસમસતી સામી
આવે કે ઉંબર સૂરજ ઊગે.

ચરણોને તળિયે સૂતેલો મેંદીનો રવ જાગી ભીનો
ભીતરનો ફૂલછોડ લઈ ને
હળવે હળવે ઉપર આવી લહર લહરતો
રોમ રોમના કર્ણો પાસે પૂગે!

હોઠ હોઠથી સરી જતું શ્રીનગર આપણું લસરી લસરી
હોઠ હોઠમાં તરતું જાતું.
આમ તેમ મઘમઘતું ઝૂલી કાંઠા પર જઈ કાંઠા
જેવું ઘડીક કરતું વાસ!

હથેળિયુંના ડુંગર-ડુંગર કેડી-કેડી જંગલ-જંગલ
ખીણ-ખીણ સ્રોવર-સ્રોવરમાં
લીલો લીલો ઓળ થઈ ને છલછલ ઝલમલ
તરે ફરે ને તરે આપણો શ્વાસ!

# હિપોપોટેમસ અને એક | બિપિન મેશિયા

ઝૂ
માં
હું એક ઝૂ-કીપર હતો ત્યારે—
પાણીમાં પડી રહેતા હિપોપોટેમસે મને કહેલું:
                                    તું
                                  સૂર્ય છે.
મેં આશ્ચર્યથી વિચારેલું કે એની ત્વચા નીચે
લાવારસની નદીઓ વહે છે એટલે એ એમ
                              કહી શકે છે.
પછી એ હિપોપોટેમસને નિહાળતા એક માનવીએ
    મને મનહર ભાષામાં કહેલું: તું બરફ છે!
અને મેં તેની રેટીનામાં જોયું તો ત્યાં વંચાતું
હતું :—55°C
મારા આશ્ચર્યની બ્રૂ-સીમા ઉત્તર ધ્રુવ લગી
                                  લંબાઈ,

જ્યાં —
ઑક્ટોબર મહિનામાં ઠરીને ઠીકરું થઈ જતા
આર્કિટક સમુદ્રના
ભયાનક સૂનકારમાં Loon પક્ષીના પાગલ
ખડખડ
હસવાના અવાજોથી
મે મહિના સુધીમાં જાગી જતા સૂર્યની સાક્ષીએ
સંભળાય છે
પવનથી બરફના ભાંગવાના અવાજો
એ અવાજોના પડઘાતા પોલા પોલા પડછાયા
ઓઢીને
ઍસ્કિમોના Igloo ઘરમાં ઠાર સૂતેલો
મારામાંનો
બીજો હું પણ
જાગીને કહેવા લાગે છેઃ
આવી બાબતોમાં હું ગ્રીનહૉર્ન છું અને
તેવી બાબતોમાં હું વ્હાઈટહૉર્ન છું.

સહુ કોઈની અંદર વસતો બરફ સૂર્ય
આવતાં જ
પાણી બને છે.

આથી ઊલટું પણ કહી શકાય, જો એમ
કહી શકાતું
હોય તો.

હિપોપોટેમસ સૂર્ય છે જે પાંજરાના સળિયાને
તાક્યા
કરે છે.

પેલો માનવી બરફ છે જે ધ્રુવમાં સતત
ધરબાયા કરે છે.

તાકવું અને ધરબાવું,
ધરબાવું અને તાકવું...

# કાળું ટીલું | મૌન બલોલી

મોલ લચેલાં ખેતર એવાં
આથાં નાઠાં, જાણે;
સાંજ પડે ને
મુઠ્ઠી વાળી જાય ભાગતી છાયા.
છેવાડે ઊભેલા પેલા ચબૂતરાને
ખેસવતાં ખેસવતાં આજે
શ્હેર વચોવચ લાવ્યા.
સિમેન્ટ કેરા અડાબીડ તોતિંગ
જંગલો મધ્યે આજે
અજવાળાનું ચામાચીડિયું ભટકે,
માથા ઉપર સૂરજ જાણે
ફાંસા જેવો લટકે.
ચંદ્ર બાપડો, રાંક ચાંદની
વીજ-થાંભલા નફ્ફટ;
કોઈ મવાલી જેમ પડ્યા છે
પડછાયા પણ લંપટ.
કલરવનાં સહુ ઝાડ સુકાઈ ગયાં
પાંદડું એક મળે ના લીલું,
લોલકની આ ટિકટિક જાણે
કોલાહલને ભાલે કાળું ટીલું.

— | સતીશ ડણાક

વૃદ્ધની આંખોમાં
સમયનું આકાશ
ખાલીખમ્મ વાગ્યા કરે.
એના
અવાજથી
આયુષ્યની માછલીઓ
સરકે.
તમે
માછીમારનો વેશ લઈ
એ માછલીઓનો શિકાર કરો
ત્યાં સુધી
આકાશનું પોલું ઢોલ
વાગ્યા કરશે ખરું?

# 'કટલેટ' છાપ કાવ્ય | પવનકુમાર જૈન

કામવાસનાના સાર જેવું,
રક્તસ્રાવના લાલ રંગ જેવું,
ગ્લાનિની થીજી ગયેલી ગાઢાશ
જેવું 'ટોમેટો કેચપ'
બટેટા, બસ બટેટા જ
બટેટાના ભંડાર જેવી
'કટલેટ' પર પાથરીને,
નાકમાં નથડી
પહેરીને બેઠેલી ગોરી,
ઘાટીલી, બટેટામય, ચીબાવલી
છોકરી સામે ટગર ટગર
જોતાં, ખાઈ જવું ઠંડીમાં
'ટી ટેરેસ'માં બેઠાં બેઠાં,
મણિપુરી શીખનારાઓના
તાલઠેકાના સંભળાતા
અવાજો વચ્ચે.

— | ઘનશ્યામ ઠક્કર

હતી ઇચ્છા કે પહેલો હું વસું, આખું નગર પાછળ.
હજીયે ના ચણાયું એક પણ ઘર મારા ઘર પાછળ
ઘુવડની આંખ ઓથે આશરો લઉં છું દિવસ ભર કે—
હજી ઘૂરક્યા કરે છે સૂર્ય સ્વપ્નોની કબર પાછળ.
હશે વેરાનતાના ભોંયરામાં ભેદ કૈં ઊંડા,
હમેશાં ના ફરે નહિ તો વસંતો પાનખર પાછળ.
ગણ્યો જે માર્ગ લીસો શબ્દનો તે તો હતી લીલ, ને
હતાં જળ મૌનનાં નીચે, પડી તેની ખબર પાછળ.
મને જ્યાં ખાતરી થૈ કે પરેશ્વર હું જ હું તો છું—
તરત મેં કાયને આપી છે સિફતી અસર પાછળ.

## થાક | બકુલ રાવળ

હું ચાલું છું,
ચાલ્યા જ કરું છું!
મારી પાસે સમય નથી
એની ખબર છે મને!
સૂર્યના વિસ્તરવા સાથે
મારો પડછાયો લંબાયા કરે છે;
અને અંધારામાં—
પડછાયાની લીલા સંકેલાઈ જાય છે હુંમાં!
વૃક્ષની જેમ ધીમે ધીમે
મારું જીવનવૃક્ષ જીવે
એ ગમતું નથી હવે!
છાપાંની પસ્તીઓની વચ્ચે
મોં છુપાવી
હું શ્વાસ લઈ રહ્યો છું—
ખુદાને ખાતર—
અમારી વચ્ચેનું અંતર કાપી રહ્યો છું!

# મુંબઈ આવતાં | આઝમ કરીમી

મુતિયાણાનું રૂપ અને માની આંખોને તલસું છું.
ભાદરના કાંઠા જેવી લીલાશ નથી ચોપાટી પર,
આંબાવાડિયાની એ મીઠી ગંધ નથી આ માટી પર,
હું સોરઠિયો મોર અહીં ગેગીની પેઠે કણસું છું.
સાવજ જેવા ભાઈને તરછોડીને અહીં આવ્યો છું,
મિત્રોના વેધક શબ્દોની આગ સાથમાં લાવ્યો છું,
મોહમયી મુંબઈ નગરીમાં શ્રાવણ થઈને વરસું છું.
મુતિયાણાનું રૂપ અને માની આંખોને તલસું છું.

## મુજને શોધું | સુશીલા ઝવેરી

મુજને હું શોધું છું.
વિશ્વ અરણ્મ વિરાટ એહની
ગલી ગલી ગોતું છું
મુજને હું શોધું છું.
અંધકારનું અપારદર્શક
ભેદીને સ્તર...
વીંટળાયેલું દલદલ પર
જે ગાઢ આવરણ...
કો વાદ્યથી વહેતા સ્વર
વેરાયા વિલીન થયા
એ વિરાટ નભમાં
અબોલ ઘૂમતાં મૌન—
શબ્દ અવકાશે
ફંફોસું છું—
મુજને હું શોધું છું.
સમસ્ત સૃષ્ટિ આવરંત
જે કાળમીંઢ એ—
અંધકારના તરંગ-લયમાં
સરિતાઓના વમળ-વલયમાં
રજનીએ આવી સરકેલું
સ્વપ્ન શોધવા, ધુમ્મસ-
ભરી સવારે ફંફોસું
છું, મુજને હું શોધું છું.
ડુંગરથી દદડેલો વાયુ
વનવનનાં વૃક્ષે અટવાયો
ત્યાંથી ધીમે બારી વાટે
વહી આવતા પવન તણા
પગરવમાં...
ઓસબિંદુમાં સૂર્યબિંબથી
પ્રકાશ ફંફોસું છું.
મુજને હું શોધું છું.

## યાદ કરીને લખેલી એક કવિતા | સત્યા શુક્લ

વાદળ ઘેરાશે અને
વરસાદ પડતો નહિ હોય
ત્યારે તું મને યાદ આવી જઈશ
પ્રથમ વર્ષા પછી
હવાની પરિચિત વાસમાં ભળીને
તું મારા હૃદયના ધબકારાને સ્પર્શી જઈશ
મારી આંખો ભીંજાઈ જશે ત્યારે
આંસુરૂપે જન્મેલા એકાદ સ્મરણમાં
સજીવન થઈ ઢળતો ઢળતો ગાલ સુધી આવી
તું અકારણ થીજી જઈશ.
આંગણામાં કાગડો બોલ્યા કરશે...
વારંવાર બારીમાં ડોકાઈને વેરાઈ જતી
મારી દૃષ્ટિને
તારું આભાસી આગમન વીણતું રહેશે
સ્વજન સાથે અજવાળી રાતે બેઠી હોઈશ ત્યારે
મારા એક ઊના નિઃશ્વાસમાં ઊભરાઈને
ફરીથી તું અદૃશ્ય થઈ જઈશ
બીજી સવારે કાજળ આંજવા હું દર્પણમાં જોઈશ
અને કીકીમાં તારો ચહેરો દેખાયાનો આભાસ
મને તે દિવસ કાજળ નહિ આંજવા દે.
ક્યારેક તારી કોઈ કવિતા સાંભરશે —
તને મળવા ઝટપટ તૈયાર થઈ જઈશ —
ને બીજી જ ક્ષણે —
બીજી જ ક્ષણે મને બધું સાંભરી આવશે...

## હાંફવાયેલા શ્વાસ | મનીષા શાહ

ઊંટ તો ક્યારનાંય હાંફી ગયાં છે
અને રણ તો ક્ષણોક્ષણ
વિસ્તરતું જ જાય છે.
બળતી રેતી પર દોડતાં
મૃગજળોય થાકી ગયાં છે

અને હું તરસી હરણીની આંખોના
આગોતરા પાછોતરા
વરસાદી બુંદોના ઇંચોમાં
હિસાબ કરવા મથતી રહું છું.
આ ખંડની ભેજિયા અંધકારભરી દીવાલોમાં
(આમ તો અરબી ઘોડાની ચાલે ચાલતો-દોડતો)
સમય લંગડાતો ચાલતો નજરે પડે છે.
લકવા થયેલા માણસની
લથડતી જીભ જેવો આ સમય,
મારે માટે જૂઠો પડી ગયો છે.
ઊગતો કે આથમતો સૂર્ય
મારે માટે કોઈ ઘટના નથી.
મને સૂર્યનાં તાજાં કિરણો કરતાંય
વધુ ખપનાં છે
ઇલેક્ટ્રિફાઇડ કિરણો
સ્વિચ ઑન
અને
સ્વિચ ઑફ
—ની વચ્ચે
મારા સૂર્યનું જીવવું અને મરવું છે.
લકવાયલા મારા સમયની નસોમાં
ફરી રક્ત-વરણું પ્રવાહી કોણ વ્હેતું કરશે?
મારો આ ખંડ, ભેજિયા દીવાલો,
ગૂંગળાયેલો અંધકાર
કોકરવરણી શૂન્યતા, અને અટકી ગયેલી ઘડિયાળોના
નાના મોટા કાંટાઓની પ્રાર્થના સ્વીકારી
મારાં શૈશવનાં સપનાંમાં પાંખાળો ઘોડો કુદાવતા
આવતા રાજકુમાર, હવે તો આવો.
મારાથી જૂઠા પડી ગયેલા લકવાયેલા
શ્વાસોનો ભાર
ઝાઝો જીરવી શકાય એમ નથી.

## મોહન-જો-દડોની દરારોમાં | હેમલતા ત્રિવેદી

દીવાની ટમુમગુ વાટ જેવી શ્રદ્ધાથી
પાંચ હજાર વર્ષ પહેલાંના હે કોઈક કૃષ્ણ!
તને યાદ કરીએ છીએ અમે
ઊધઈથી ખવાઈ ચૂકેલી પસ્તીની છિદ્રતાથી.

હવે કોઈ ટેકો રહ્યો નથી
મારા મનના ઢળતા પીસાના ટાવરને.

અભાવોની છાજલી કરી
ગતની ક્ષિતિધારે
વિસ્તારું છું દૃષ્ટિપથ
ત્યારે દેખાય છે કદીયે ન પડેલાં
તારાં લિસોટાઈ જતાં ઝાંઝાંમૂંઝાં પગલાં!

મારી શ્રદ્ધા...
તૂટી પડેલી મારી ક્ષિતિધાર
યુગોથી હું દટાઈ ગઈ છું
મારા જ અવશેષી મોહન-જો-દડોની દરારોમાં.

યાદ છે તને
ઊગી જૈ તારા પ્રેમનો પારિજાત
સાંજુકાતી શ્યામતાની સંગ
રાધા બની હું જ ચાલી આવતી—અશોકનો
અબોલ અવાજ!

ને તું જોઈ રહેતો તારી આંખોમાં
તરતા મારી મમતાના પિરામિડ
ત્યારે અનાગત કંપ્યા કરતો
જલની આદિ લહેરોમાં.

યાદ કરે છે બધા તને આજે
કંડારેલા પથ્થરોમાં તું વધુ થીજી જાય માટે
ને હું મોહન-જો-દડોની દરારોમાં...?

# એકરાર | પન્ના નાયક

ભલે રાખ થઈ ગઈ
અગરુની વાટ
પણ શ્વાસમાં હજી યે છે એની સુવાસ
શ્વાસે શ્વાસે પામું છું સુગંધ.

શાવરમાંથી બહાર આવેલાં
ભીનાં પગલાંની હારમાળા
મારી દૃષ્ટિની પગદંડી બની ગઈ છે
પણ હવે એ રસ્તે મારાથી ચલાતું નથી
   અમે ઘણો માર્ગ સાથે કાપ્યો છે.

સ્પર્શનો રંગ હોય તો
તે રાતો
હું તો ત્યારે જ ઘણું લજાઈ ગયેલી
તેમાં અંબોડાના ગુલાબ
   અને ચૂમેલા હોઠની સ્પર્ધા મુખરિત થઈ ઊઠી.

મેં વાંચ્યાં તે કાવ્યો ન હતાં
કોઈ કુમારિકાની જાણે એ તો કંકોત્રી
પંક્તિ પંક્તિએ હસ્તમેળાપનો સમય
ને મારો હાથ... એમ જ ઝલાઈ ગયો.

શયનગૃહની
કોમલ શય્યા પર શ્વેત ચાદર
તાણી તાણીને બિછાવું છું
પણ સળ પડી જ જાય છે
જાણે સળવળ સળવળ થતાં એ ક્ષણનાં સ્મરણો.

સ્ફુરણ પામતી કાવ્યની પ્હેલી પંક્તિ સમું
   હવે ગર્ભમાં કંઈક ફરકે છે

કોઈ મારી પાસેથી ગયું છે
   અને કોઈ મારામાં આવી રહ્યું છે

## આંધળા માણસનું ગીત | વીરુ પુરોહિત

હોવા ન-હોવાની લાગણીને લોકોએ
ખાલીપો નામ દઈ દીધું,
ને એમ મારા જીવતરનું નામ લઈ લીધું...
અંધારું રોજ મારી દર્પણ શી દુનિયાની
દિશાઓ અડાબીડ લાગે,
શકુંતુંની ક્રિયાનું જંગલ ગરમાળાનું
આથડતું ચોપાસે લાગે;
મારા ઘરની બારીનો હું એવો છું કાચ
કોકે પોપચાંને પડદા શું કીધું...
હોવા ન-હોવાની લાગણીને લોકોએ
ખાલીપો નામ દઈ દીધું,
ને એમ મારા જીવતરનું નામ લઈ લીધું...
પગલું મૂકું ને મને એવું જણાય
જાણે એકાદો જુગ વીતી જાતો,
નદિયુંની જેમ મારું હસવુંયે રોજ
બની પરપોટો કેમ ફૂટી જાતો?
અહલ્યા શી આંખ મારી અડકો જરાક રામ!
એવું મેં કિયું પાપ કીધું?
હોવા ન-હોવાની લાગણીને લોકોએ
ખાલીપો નામ દઈ દીધું
ને એમ મારા જીવતરનું નામ લઈ લીધું...

## ગઝલ | કૈલાસ પંડિત

હું ક્ષણોના પોપચે, બીડાઉં છું,
હું હવે, ખુદથી વિખૂટો થાઉં છું.

સૂર્ય મારી આંખમાં આંજ્યા પછી,
પાંપણોના કાંગરે ડોકાઉં છું.

ખોતર્યું અંધારું મેં ખૂણા થકી,
તો હવે, અજવાસથી અકળાઉં છું.

શાંત છે ધબકાર હમણાં ફોનના,
નંબરો થઈ, હું હવે ધુમારાઉં છું.

ધેલછાથી કાચને તોડ્યા પછી
મૌન થઈ, હું બારીએ પડઘાઉં છું.

## કદાચ | હસમુખ પટેલ 'શૂન્યમ્'

વૃક્ષ પર વાંઘાની જેમ ઊગી જઈશ કદાચ
ઘાટમાં આવશે મર્ણ તો મસળાવી જઈશ કદાચ

ક્યારનો ઠેલ્યા કરું છું આવતા સમંદરોને
ઊભરાશે હવે તો એકલો પી જઈશ કદાચ

આયુષ્યના વૃક્ષ પર ક્યારનો ઊભો છું હું
મૃત્યુમાંયે આટલો બધો લંબાઈ જઈશ કદાચ

આટલા વરસાદે ઘાસ તો સમય થઈ ગયું
મૃત્યુમાંયે વાસથી એની હું બ્હેકી જઈશ કદાચ

કોઈના ના હોવાના ડંખનું ઝેર ચડી ગયું રગે
હોવાના અમૃતનેય હવે તો છેહ દઈ જઈશ કદાચ

'આવજો'નું ફુગાઈ ગયેલું શબ લટકે બારણે
હવે તો થોર થઈ ત્યાં આંખો ફૂટી જઈશ કદાચ

આશ્વાસનોનો અજગર પડ્યો છે આંગણે
નળ થઈ હું જ સહુને સામટો ડસી જઈશ કદાચ

| જયદેવ શુક્લ

આષાઢનાં ફિક્કાતાં વાદળોમાં ઝમેલા
મારાં આંસુઓના
ઝુમ્મરને
તારું ભારેખમ મૌન રણકાવી નહિ શકે;
શ્રાવણી ઝરમરમાં ઓગળેલી
આપણી વિશ્રમ્ભકથાના
પ્રત્યેક અર્ધવિરામને
તારો ઉચ્છ્વાસ ધૂંધળાવી નહિ શકે
ને
મારાં વિસ્ફારિત નેત્રોમાં ટહુકતાં
આશ્ચર્ય-પંખીઓના સમૂહની
મસૃણ પાંખોને
તારો અવાજ ફફડાવી નહિ શકે.
ઢળતી સાંજરે
સૂરજ સંધ્યાની પ્રતીક્ષામાં
ક્ષિતિજના ઘુમાવ પર
વળી ગયો હશે
ત્યારે
હું
નદીતટે પીળાં પડી ગયેલાં
તણખલાંઓને ભેગાં કરી
ભારો બાંધવાનો
પ્રયત્નો કરતો હોઈશ.

— | આશિષ દવે

મૌનની શ્વેત ચાદર નીચે
બેચાર છંદ લયબદ્ધ છે.
તગતગતી બે આંખમાં
કિંજાંની નીંદ છે.
ચાર ચાર ગાઉ ચાલ્યા પછીનો
રાહને થોડો થોડો થાક છે.
ફાનસના ઉચ્છ્વાસનું
ધીમું ધીમું સ્પંદન,
હાંફતા મારા હૃદયની ધડકન
એકાકાર છે.
હું અવકાશમાં સર્પ જોઉં છું.

## 'કટલેટ' છાપ કાવ્ય | પવનકુમાર જૈન

કામવાસનાના સાર જેવું,
રક્તસ્રાવના લાલ રંગ જેવું,
ગ્લાનિની થીજી ગયેલી ગાઢાશ
જેવું 'ટોમેટો કેચપ'
બટેટા, બસ બટેટા જ
બટેટાના ભંડાર જેવી
'કટલેટ' પર પાથરીને,
નાકમાં નથડી
પહેરીને બેઠેલી ગોરી,
ઘાટીલી, બટેટામય, ચીબાવલી
છોકરી સામે ટગર ટગર
જોતાં, ખાઈ જવું ઠંડીમાં
'ટી ટેરેસ'માં બેઠાં બેઠાં,
મણિપુરી શીખનારાઓના
તાલઠેકાના સંભળાતા
અવાજો વચ્ચે.

## ઘનશ્યામ ઠક્કર

હતી ઇચ્છા કે પહેલો હું વસું, આખું નગર પાછળ.
હજીયે ના ચણાયું એક પણ ઘર મારા ઘર પાછળ
ઘુવડની આંખ ઓથે આશરો લઉં છું દિવસ ભર કે—
હજી ઘૂરક્યા કરે છે સૂર્ય સ્વપ્નોની કબર પાછળ.
હશે વેરાનતાના ભોંયરામાં ભેદ કૈં ઊંડા,
હમેશાં ના ફરે નહિ તો વસંતો પાનખર પાછળ.
ગણ્યો જે માર્ગ લીસો શબ્દનો તે તો હતી લીલ, ને
હતાં જળ મૌનનાં નીચે, પડી તેની ખબર પાછળ.
મને જ્યાં ખાતરી થૈ કે ખરેખર હું જ હું તો છું—
તરત મેં કાચને આપી છે સિંદૂરી અસર પાછળ.

## થાક | બકુલ રાવળ

હું ચાલું છું,
ચાલ્યા જ કરું છું!
મારી પાસે સમય નથી
એની ખબર છે મને!
સૂર્યના વિસ્તરવા સાથે
મારો પડછાયો લંબાયા કરે છે;
અને અંધારામાં —
પડછાયાની લીલા સંકેલાઈ જાય છે હુંમાં!
વૃક્ષની જેમ ધીમે ધીમે
મારું જીવનવૃક્ષ જીવે
એ ગમતું નથી હવે!
છાપાની પસ્તીઓની વચ્ચે
મોં છુપાવી
હું શ્વાસ લઈ રહ્યો છું —
ખુદાને ખાતર —
અમારી વચ્ચેનું અંતર કાપી રહ્યો છું!

## મુંબઈ આવતાં | આઝમ કરીમી

કુતિયાણાનું રૂપ અને માની આંખોને તલસું છું.

ભાદરના કાંઠા જેવી લીલાશ નથી ચોપાટી પર,
આંબાવાડિયાની એ મીઠી ગંધ નથી આ માટી પર,
હું સોરઠિયો મોર અહીં રોગીની પેઠે કણસું છું.

સાવજ જેવા ભાઈને તરછોડીને અહીં આવ્યો છું,
મિત્રોના વેધક શબ્દોની આગ સાથમાં લાવ્યો છું,
મોહમયી મુંબઈ નગરીમાં શ્રાવણ થઈને વરસું છું.

કુતિયાણાનું રૂપ અને માની આંખોને તલસું છું.

## યાદ કરીને લખેલી એક કવિતા | સત્યા શુકલ

વાદળ ઘેરાશે અને
વરસાદ પડતો નહિ હોય
ત્યારે તું મને યાદ આવી જઈશ
પ્રથમ વર્ષા પછી
હવાની પરિચિત વાસમાં ભળીને
તું મારા હૃદયના ધબકારાને સ્પર્શી જઈશ
મારી આંખો ભીંજાઈ જશે ત્યારે
આંસુરૂપે જન્મેલા એકાદ સ્મરણમાં
સજીવન થઈ ઢળતો ઢળતો ગાલ સુધી આવી
તું અકારણ થીજી જઈશ.
આંગણામાં કાગડો બોલ્યા કરશે...
વારંવાર બારીમાં ડોકાઈને વેરાઈ જતી
મારી દૃષ્ટિને
તારું આભાસી આગમન વીણતું રહેશે
સ્વજન સાથે અજવાળી રાતે બેઠી હોઈશ ત્યારે
મારા એક ઊના નિ:શ્વાસમાં ઊભરાઈને
ફરીથી તું અદૃશ્ય થઈ જઈશ
બીજી સવારે કાજળ આંજવા હું દર્પણમાં જોઈશ
અને કીકીમાં તારો ચહેરો દેખાયાનો આભાસ
મને તે દિવસ કાજળ નહિ આંજવા દે.
ક્યારેક તારી કોઈ કવિતા સાંભરશે —
તને મળવા ઝટપટ તૈયાર થઈ જઈશ —
ને બીજી જ ક્ષણે —
બીજી જ ક્ષણે મને બધું સાંભરી આવશે...

અને હું તરસી હરણીની આંખોના
આગોતરા પાછોતરા
વરસાદી બુંદોના ઇંચોમાં
હિસાબ કરવા મથતી રહું છું.
આ ખંડની ભેજિલા અંધકારભરી દીવાલોમાં
(આમ તો અરબી ઘોડાની ચાલે ચાલતો-દોડતો)
સમય લંગડાતો ચાલતો નજરે પડે છે.
લકવા થયેલા માણસની
લથડતી જીભ જેવો આ સમય,
મારે માટે જૂઠો પડી ગયો છે.
ઊગતો કે આથમતો સૂર્ય
મારે માટે કોઈ ઘટના નથી.
મને સૂર્યનાં તાજાં કિરણો કરતાંય
વધુ ખપનાં છે
ઇલેક્ટ્રિફાઇડ કિરણો
સ્વિચ ઑન
અને
સ્વિચ ઑફ
—ની વચ્ચે
મારા સૂર્યનું જીવવું અને મરવું છે.
લકવાયલા મારા સમયની નસોમાં
ફરી રક્ત-વરણું પ્રવાહી કોણ વ્હેતું કરશે?
મારો આ ખંડ, ભેજિલા દીવાલો,
ગૂંગળાયેલો અંધકાર
કાકરવરણી શૂન્યતા, અને અટકી ગયેલી ઘડિયાળોના
નાના મોટા કાંટાઓની પ્રાર્થના સ્વીકારી
મારાં શૈશવનાં સપનાંમાં પાંખાળો ઘોડો કુદાવતા
આવતા રાજકુમાર, હવે તો આવો.
મારાથી જૂદા પડી ગયેલા લકવાયેલા
શ્વાસોનો ભાર
ઝાઝો જીરવી શકાય એમ નથી.

અને હું તરસી હરણીની આંખોના
આગોતરા પાછોતરા
વરસાદી બુંદોના ઇંચોમાં
હિસાબ કરવા મથતી રહું છું.
આ ખંડની ભેજિલા અંધકારભરી દીવાલોમાં
(આમ તો અરબી ઘોડાની ચાલે ચાલતો-દોડતો)
સમય લંગડાતો ચાલતો નજરે પડે છે.
લકવા થયેલા માણસની
લથડતી જીભ જેવો આ સમય,
મારે માટે જૂઠો પડી ગયો છે.
ઊગતો કે આથમતો સૂર્ય
મારે માટે કોઈ ઘટના નથી.
મને સૂર્યનાં તાજાં કિરણો કરતાંય
વધુ ખપનાં છે
ઇલેક્ટ્રિફાઇડ કિરણો
સ્વિચ ઑન
અને
સ્વિચ ઑફ
—ની વચ્ચે
મારા સૂર્યનું જીવવું અને મરવું છે.
લકવાયલા મારા સમયની નસોમાં
ફરી રક્ત-વરણું પ્રવાહી કોણ વ્હેતું કરશે?
મારો આ ખંડ, ભેજિલા દીવાલો,
ગૂંગળાયેલો અંધકાર
કોકરવરણી શૂન્યતા, અને અટકી ગયેલી ઘડિયાળોના
નાના મોટા કાંટાઓની પ્રાર્થના સ્વીકારી
મારાં શૈશવનાં સપનાંમાં પાંખાળો ઘોડો કુદાવતા
આવતા રાજકુમાર, હવે તો આવો.
મારાથી જૂઠા પડી ગયેલા લકવાયેલા
શ્વાસોનો ભાર
ઝાઝો ઝીરવી શકાય એમ નથી.

## એકરાર | પન્ના નાયક

ભલે રાખ થઈ ગઈ
અગરુની વાટ
પણ શ્વાસમાં હજી યે છે એની સુવાસ
શ્વાસે શ્વાસે પામું છું સુગંધ.

શાવરમાંથી બહાર આવેલાં
ભીનાં પગલાંની હારમાળા
મારી દૃષ્ટિની પગદંડી બની ગઈ છે
પણ હવે એ રસ્તે મારાથી ચલાતું નથી
  અમે ઘણો માર્ગ સાથે કાપ્યો છે.

સ્પર્શનો રંગ હોય તો
તે રાતો
હું તો ત્યારે જ ઘણું લજાઈ ગયેલી
તેમાં અંબોડાના ગુલાબ
  અને ચૂમેલા હોઠની સ્પર્ધા મુખરિત થઈ ઊઠી.

મેં વાંચ્યાં તે કાવ્યો ન હતાં
કોઈ કુમારિકાની જાણે એ તો કંકોત્રી
પંક્તિ પંક્તિએ હસ્તમેળાપનો સમય
ને મારો હાથ... એમ જ ઝલાઈ ગયો.

શયનગૃહની
કોમલ શય્યા પર શ્વેત ચાદર
તાણી તાણીને બિછાવું છું
પણ સળ પડી જ જાય છે
જાણે સળવળ સળવળ થતાં એ ક્ષણનાં સ્મરણો.

સ્ફુરણ પામતી કાવ્યની પ્હેલી પંક્તિ સમું
  હવે ગર્ભમાં કંઈક ફરકે છે

કોઈ મારી પાસેથી ગયું છે
  અને કોઈ મારામાં આવી રહ્યું છે

# ગઝલ | 'મેહુલ'

વ્હેશે આ મંદમંદ પવન ક્યાંથી ક્યાં સુધી?
જોશે અધીર વાટ નયન ક્યાંથી ક્યાં સુધી?

વાતાવરણમાં આજ ગજબનો નશો હશે
ફેલાય છે ઇચ્છાનું ગગન ક્યાંથી ક્યાં સુધી?

મારા જીવનનો મર્મ છે કોયલના કંઠમાં
સૌંદર્યનું વાણીમાં દહન ક્યાંથી ક્યાં સુધી?

ધુમ્મસ બનીને દિલની વરાળો મહીં સરે
દિલનું આ ભગ્ન શેષ સપન ક્યાંથી ક્યાં સુધી?

'મેહુલ' તો વિસ્તર્યા છે ધરાથી ગગન સુધી
ઓઢાડશો એને આ કફન ક્યાંથી ક્યાં સુધી?

## કદાચ | હસમુખ પટેલ 'શૂન્યમ્'

વૃક્ષ પર વાંધાની જેમ ઊગી જઈશ કદાચ
ઘાટમાં આવશે મર્ણ તો સમળાવી જઈશ કદાચ

ક્યારનો ઠેલ્યા કરું છું આવતા સમંદરોને
ઊભરાશે હવે તો એકલો પી જઈશ કદાચ

આયુષ્યના વૃક્ષ પર ક્યારનો ઊભો છું હું
મૃત્યુમાંયે આટલો બધો લંબાઈ જઈશ કદાચ

આટલા વરસાદે ઘાસ તો સમય થઈ ગયું
મૃત્યુમાંયે વાસથી એની હું મ્હેકી જઈશ કદાચ

કોઈના ના હોવાના ડંખનું ઝેર ચડી ગયું રગે
હોવાના અમૃતનેય હવે તો છેહ દઈ જઈશ કદાચ

'આવજો'નું ફુગાઈ ગયેલું શબ લટકે બારણે
હવે તો થોર થઈ ત્યાં આંખો ફૂટી જઈશ કદાચ

આશ્વાસનોનો અજગર પડ્યો છે આંગણે
નળ થઈ હું જ[illegible]ો ડસી જઈશ કદાચ

## | જયદેવ શુક્લ

આષાઢનાં ફિક્કાતાં વાદળોમાં ઝમેલા
મારાં આંસુઓના
ઝુમ્મરને
તારું ભારેખમ મૌન રણકાવી નહિ શકે;
શ્રાવણી ઝરમરમાં ઓગળેલી
આપણી વિશ્રમ્ભકથાના
પ્રત્યેક અર્ધવિરામને
તારો ઉચ્છ્વાસ ધૂંધળાવી નહિ શકે
ને
મારાં વિસ્ફારિત નેત્રોમાં ટહુકતાં
આશ્ચર્ય-પંખીઓના સમૂહની
મસૃણ પાંખોને
તારો અવાજ ફફડાવી નહિ શકે.
ઢળતી સાંજરે
સૂરજ ગંધ્યાની પ્રતીક્ષામાં
ક્ષિતિજના ઝુમાવ પર
વળી ગયો હશે
ત્યારે
હું
નદીતટે પીળાં પડી ગયેલાં
તણખલાંઓને ભેગાં કરી
માળો બાંધવાના
પ્રયત્નો કરતો હોઈશ.

— ! આશિષ હવે

મૌનની શ્વેત ચાદર નીચે
એચાર છંદ લયબદ્ધ છે.
તગતગતી બે આંખમાં
ફિજાંની નીંદ છે.
ચાર ચાર ગાઉ ચાલ્યા પછીનો
રાહને થોડો થોડો થાક છે.
ફાનસના ઉચ્છ્વાસનું
ધીમું ધીમું સ્પંદન,
હાંફતા મારા હૃદયની ધડકન
એકાકાર છે.
હું અવકાશમાં સર્યે જાઉં છું.

## ફોટોગ્રાફરનું ગીત | મહેન્દ્ર ગોહિલ 'ઉલ્કા'

નથી ગમતી આ કાચની દીવાલ
મને ફૂટ્યાનો ભ્રમ સતત લાગે.
વાગતી નથી મને ખોડાતી ખીલીઓ
ખાલી સમય મને વાગે.

મારી એકાંતી માછલી તરતી રહે છે
આ કાચના વર્તુળ વચાળે,
તમને આપી મેં લીલીછમ્મ છુટ્ટી
લોખંડી કેદ મારે ફાળે;

રોજ રોજ ઊગવાની આશમાં
અસ્તિત્વ દૂર દૂર ભાગે.
મારે કાગળની આંખ છે, કાગળનું દિલ,
મને કાગળની લાગણી તો આપો,

ઘરની દીવાલ મને છોડી દે રસ્તે
એવું તો કોઈ મને શાપો;
ઘરના અરીસે ડોકિયાં કરું
ને મારો ચહેરો જ મને માગે.



૧૩

# બસ-સ્ટૉપ પર મારાં કાવ્ય વાંચતાં | પ્રબોધ જોશી

અહીં —
સ્લિપરને ભૂલી બસ પકડવા દોડતા
કોઈ શિશુની આંખોમાં થનગનવું
મારું પરોઢ મને મળે.

કોઈ ભીની સાંજે
છૂટેલી કૉલેજના પગથિયે
'અર્થશાસ્ત્ર'નું થોથું લઈને જતાં
તને —
મને મારી એકાદી કાવ્યપંક્તિ સંભળાવવાનું
સુખ મળી જાય.

રિસેપ્શન-હૉલનું પગથિયું ચડતાં
થાકી ગયેલો કોઈ વિચાર,
'ઝૂ'માં સાંભળેલું ખડખડાટ હાસ્ય...
અને કલાકો સુધી અહીં બેસીને આપણે
ગુમાવેલી
મારી બસ મળી જાય...

— | સુરેશ બારિયા

## તુંભૂખરું

ર આ

વા કા

સ  ના પડદા શ્ર

ગૂ ડા ડ

લે ગ ળ

કા ડા રે

ળ ક

ચા લો ચા વી ને થૂં કી ના ખી ગો ભ ગ વા ન ના ના મ ને —

# એક કાવ્ય | કમલ વોરા

ભર ઊંઘમાં સૂતેલી ભીંતને
સ્વપ્ન આવ્યું કે
એની છાતી પર
દરિયો આળોટતો હતો
ન હવાની જેમ એના હાથ
ખુલ્લા અવકાશમાં છૂટા ફરતા હતા.
નસનસમાં ખળખળ વહેતો હતો
પંખીઓનો આકાશસ્પર્શ્યો કલ્લોલ.
પણ
સૂર્યકિરણોએ કાન મસળી
ભીંતને ઢંઢોળી
ત્યારે
શરાબીની અદાથી
એક વાંદો
ભીંત પર ફરતો હતો

## ઑક્ટોપસ થૈ | કિસન સોસા

ઘાસનું મેદાન તે સેલારનો દરિયો, અને
નાળિયેરી જોતજોતામાં પવનચક્કી બને.

ચીરનાં રંગીન પુષ્પો થૈ તરફડે
ટેરવાંની શોધનં શેવાળના સ્પર્શો જડે.

રેશમી અંબોડલો થૈ લાળનું જાળું હસે
ફૂલ થૈ પડપદ અને આ નેણુના માખી ગ્રસે.

ભૂખરા ભૂકંપથી કિતાબનાં પાનાં ખસે
પૃષ્ઠ ઊતરી પોઢશાઓ સોડમાં આવી વસે.

રક્તમાં તપખીરિયા કંઈ ધોડલાઓ થનગને
તાળવે ટીંગાઈ આદિમ તત્ત્વો આપસમાં લડે.

રક્તનું આકાશ તે સેલારતો દરિયો, અને
ઑક્ટોપસ થૈ સળવળતો જોઉં તરતો છું મને.

# 'સિંક્રોનાઇઝેશન'માંથી | પ્રમોદ સોલંકી

લથડતા પગ અને બબડતો મિજાજ લઈને
પ્યાલોને પેડલતો પેડલતો
એક ઓળો પ્રવેશ્યો રામનિવાસમાં
ત્યારે રાવણનાં દશેદશ માથાંઓમાં
કંઈ કેટલીય મંદોદરીઓએ આળસ મરડી હશે.
વિપભીણોની આખી જમાતમાં
વ્યાપેલા સંતરાનાં બટકાં ચૂસતા
કેટલાય યુવાન રાક્ષસો
અશોકવનમાં ઝોલે ચડેલી સીતા જેવી કવિતાનાં
ઝટૂરિયાં પીંખતા હતા...

# હાઈકુ-ટ્રિઓલેતાઁકા અને—

હિમશિખરે
ફૂટે પરોઢ અહો
સૂર્ય હાઈકુ!

*

રાત અંધારી
તેજ તરાપે તરે
નગરી નાની

— સ્નેહરશ્મિ

*

મોરપિચ્છમાં
રંગ ભર્યા છે: વચ્ચે
કોની આંખ?

— મુરલી ઠાકુર

*

મૂછે લટકે
લીંબુ, ને શિર નારી
થાપતી છાણાં

— રામપ્રસાદ બક્ષી

*

આલેખી કોણે
ફૂલની ભાગ્યરેખા
લીલે પાંદડે

— મીનાક્ષી દોશી

*

કૃપા કરીને
કવિ હાઈકુઘેલા
મૂંગા મરશો

— જશવંત શેખડીવાળા

કહી તો દીધું
મારાથી નહીં બને
ડોન્ટ ડિસ્ટર્બ

*

સાંજ ઢળેને
નિયોન લાઈટ્સમાં
બળે ટોકિયો.

*

ગૌરી ગાયના
ઘંટારવ શીખ્યા છે
સૂના પીપળે

— રે મઠ હાઈકુ સોસાયટી

*

વંટોળ ચાલ્યો;
ચાંડિયો પૂછે મનને:
to be or not...

— લલિત આટકિય

*

ઝાકળ પર્ણે
પર્ણે ઝળકે: સૂર્ય
વળ્યો શું ટોળે

— રક્ષા દવે

મોજાં આલાપે
ઊર્મિગીત, વેળુમાં
સંધ્યા નીતરે.

— ‘કંટક’

## થોર

- મારા ડાબા હાથની હથેળી
- સભ્ય સંસ્કૃતિ સામે કાંટાળા ડોળા.
- મારા શરીર વચ્ચે કાંટાનું ઝુંડ.

— હસમુખ રાવળ

*

## ઑફિસ

- હારબંધ શિયાળ પ્રાર્થના કરે.
- શાંત વાતાવરણ, કાળનું જડબું ખખડે.
- ત્યાં ટાઇપિસ્ટ-ગર્લ ઇંદ્રાસને બેસે.

— આશિત હૈદરાબાદી

*

કૂવેથી વળું
છલકાવતી બેડું
આખી વાટમાં :
વેરાયાં માર્ગે ભીનાં
મોતીઓ જાનકીનાં

— સ્નેહરશ્મિ

*

## ધુમાડો

- એને આકારબદ્ધ કરતાં ચિત્રકાર મૃત્યુ પામ્યો
- એ નર્તકી જેમ વળ ખાય છે.
- ક્ષયવાળી સ્ત્રીના ફેફસામાં આનંદ કરે છે.

— કે. ચન્દ્રનાથ

*

ગયા ભવના ખીલા કળે છે છાતીમાં.

— રાવજી પટેલ

# આદિમ અંધકાર | જયંત પાઠક

અંધકારના આદિમ વનથી
— અસલ વતનથી —
હમણાં આવ્યો છું બ્હાર
હજી હમણાં છેદાઈ નાળ!

સૂંઘી લો તાજા પ્રસવેલા
ડિમ્ભ શરીરના લોહીમાંસની વાસ
ભેજથી ભર્યો વાયુનો શ્વાસ;
તામસી તમરાંનો ચીત્કાર
વાળમાં અંધકારની જાળ
રોમરોમમાં પુલકે મારા
આદિમ જંગલ ઘાસ;
નખની માટીમાંથી મળશે
ધરબાયેલાં અંધકારનાં બીજ;
અડી જુઓ આ ચામડીને તો
ખરબચડા તરુથડની થશે પતીજ.
આંખમાં તારાભર્યું તમિસ્ર
છાતી ઉપર કાન મૂકીને સાંભળશો તો
ફરતું મળશે
ભૂખ છીંકોટા કરતું મળશે
કાળું કાળું રીંછ.
નસનસમાં જે રુધિરતણો નય
આંગળીઓ જોશે તો કળશે
ભયનો આદિમ ધસમસતો લય.

પ્રકાશને પી જાઉં એકસપાટે
વ્હેળાનું જળ દીપડો જેવો લપલપ ચાટે.

મારામાં ફૂલ્યો ને ફાલ્યો
અંધકારનો આદિમ વગડો
વ્યોમભોમ વ્યાપીને
ઊર્ધ્વ દશાંગુલ ખડો.

# કિલ્લો | નલિન રાવળ

[શ્રી શ્રીધરાણીને—એમણે શીખવેલા લયના સ્મરણમાં]

કરોળિયાના જાળા જેવું
આઝ્યું
અહીં
આકાશ લટકતા કિલ્લાની ચારે બાજુ.
બરછી, ભાલા, તેગ, ઢાલ,
ઝૂઝતા મૂછાળા જોદ્ધાના ખ્હાડ-ખ્હાડ.
(જોબનવંતીનાં નેણ-બાણ)
દેમાર દોડતા ઘોડાની ખરીઓના કચ્ચર,
ઢળતા હાથીના દળના દળની ધૂળ;
ધૂળ
માં
ઊખડેલા વંશોનાં મૂળ
ઝંઝાએ જોહરના અગ્નિની રાખ ધૂમતો અવગતિયો વંટોળ
પાળિયા

ભૂસતો
થળથળ.
પડતા આખડતા ટુરિસ્ટના
કૅમેરામાં
કેદ
લટકતો કિલ્લો;
કિલ્લાની ચારે બાજુ કરોળિયાના જાળા જેવું આઝેલું આકાશ.

## તડકામાં | ઉશનસ્
(એક એક્સ્ટસી)

આરોગ્યની ચળકતી તડકા-ક્ષણોના
કોઠારમાં અહીં હું પાગલ, વન્ય મદ્ય પી;
આ આટલી ચમકતી ગીનીઓ ! હું શું કરું ?
ગુફા ગઈ અરબ-રાત્રિની વારતાની
જાદુથી કોઈ ઊઘડી અહીં આ વનાંચલે !
હું દીનનું, નસીબનું દડી પાંદડું ગયું
સામે જ હા, હીરકના-ગીનીના ઢગે ઢગ !
આનંદનું ધન અહો તડકાઈ ઝગ્મગ !
પ્હાડો ખીલ્યા હીરક જેમ ત્રિપાર્શ્વ પહેલમાં !
વ્હેળા મહીં ચમક હીરક ઓગળ્યાની,
આકાશ તે હીરક જેમ — હવા હીરા શી,
પર્ણો હીરા, દગની પાંપણમાં હીરાકણી;
હું ભોજ શો લૂંટવી દૌં દીન રાત્રિઓને ?
કે ઘેર વ્હે જઉં ગુણો ભરી...ભરીને ગધેડાં —

## સાંપ્રત | પ્રિયકાન્ત મણિયાર

અતીત
ને
ભાવિ
વિચ્છિન્ન મારાં
જટાયુની પાંખ સમાં વિખૂટાં
બન્ને ય તે એક જ એક ઝાટકે
રક્તે ભર્યાં નીંગળતાં વૃઢામાં
વચ્ચે રહ્યો સાંપ્રત માત્ર કંપે
ઘવાયેલો મૂર્છિત શક્ય યુદ્ધ
અર્પી હવે, તરફડે
લઘુ લોચનો દ્રવે

જોઈ રહે...
સૌંદર્યની મૃદુલ વલ્લરી મૂળમાંથી...
એ જાનકી લઈ જતો દશ ગ્રીવ દોડતો

## કોને કહેત ! | હરીન્દ્ર દવે

સંધ્યાકાળે
સરોવરના ઝાંખા અરીસામાં
ડોકિયું કરતી ડાળીઓને લાગ્યું
કે
તેઓનો ચહેરો સફેદ થઈ ગયો છે.

એમનાં પીગળતાં અસ્તિત્વને
એકાકી પંખીના ટહુકાનો સહારો
ન મળ્યો હોત
તો—

સવારે સૂર્યનું પ્રથમ કિરણ
આખી યે રાત સાંભળેલા
અંધકારના ગીતની કથા કોને કહેત?

## મૃત્યુ અને મૌન | ચન્દ્રવદન શુકલ

શાન્ત રહો,
આગન્તુકો ! સહુ શાન્ત હો !
એ મૌન છે,
નિઃશબ્દ છે,
વિદ્યુતપ્રપાતે તડિત માનવ-દેહ શો
એ સ્તબ્ધ છે :
શાન્ત રહો
આગન્તુકો ! સહુ શાન્ત હો !
કોલાહલો મા કૈં કરો,
શબ્દોય ના કૈં ઉચ્ચરો,
અર્પો ન કૈં આશ્વાસનો
કે દિલાસા ના દિયો.
શાન્ત રહો,
આગન્તુકો ! સહુ શાન્ત હો !
અણુકલ્પ્ય ઉલ્કાપાતથી
ઉધ્વસ્ત કો ગિરિશૃંગ શો,
એ સ્તબ્ધ છે;
વિગતાત્મમાં થઈ લીન એ
શૂન્યત્વમાં તલ્લીન છે.
શાન્ત રહો,
આગન્તુકો ! સહુ શાન્ત હો !
મોસમ વિનાના માવઠે
હિમપાત-મૂર્છિત વૃક્ષશો,
એ સ્તબ્ધ છે,
નિ શ્ચેષ્ટ છે.